

# સદ્ગુણી સરોજ

કર્તા—

દીનશાહ નસરવાનજી દસ્તુર.

# સદ્ગુણી સરોજ

એક અતિ બોધદાયક રસીલું નોવેલ.



રચનાર અને છપાવી પ્રસીધ્ધ કરનાર

**દીનશાહ નસરવાનજી દસ્તુર**

મુંબઇ.



પહેલી આવૃત્તિ પ્રત ૧૫૦૦ સને ૧૯૩૦





**કિંમત રૂા. ૧-૮-૦**

મળવાનું ઠેકાણું.—એન. એમ. ત્રીપાઠીની કુંપની.,

કાલબાદેવી રોડ, મુંબઇ.

આ ચોપડીની ઉપજમાંથી ૧૦ ટકા જીવદયા મંડળના ફંડનાં લાભાર્થે આપવામાં આવશે.



આ પુસ્તક **શા. ચુનીલાલ અમીચંદ ઝવેરીએ** પોતાના શ્રી નટવર પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું ઠેકાણું સેન્ડહર્સ્ટ રોડ, સઘવીસદન, મુંબઇ અને **મી. દીનશાહ** જસરવાનજી દસ્તુરે લેબરનમ રોડ, ગામદેવીમાંથી પ્રગટ કર્યું છે.

# પ્રાસ્તાવિક વચનો.



આજથી આઠ દસ મહીનાપર મ્હારાજ શહેરના એટલે ભરૂચના પારસી વતની મી. પેસ્તનજી ફીરોજશાહ કાપડીઆ, બી. એ, બી. ઇ. જે. પી., પોતાની "હયરત" નામની વાર્તા માટે મ્હારી પાસે "બે બોલ" લખાવી ગએલા; એ "બે બોલ"ની શરૂઆતમાં મ્હેં લખેલું કે, "પોતાના ધંધામાં મચ્યા રહેલા હોવા છતાં પોતાની આવડત અને શક્તિ તેમજ દૃષ્ટિ બિંદુ મુજબ ગુજરાતી સાહિત્યની સેવા કરવા જે તત્પર હોય તેને નિરાશ ન કરતાં ઉ-તે-જન આપવું જોઇએ એવી માન્યતાને લીધે પણ મ્હેં ભાઇ પેસ્તનજીને આ "બે બોલ" લખી આપવાની હા કહી. એજ અભિપ્રાયને આધિન થઇ આ ટૂંક લેખ લખી આપવાની મ્હેં મી. દસ્તુરને પણ હા કહી છે. જેમ મી. પેસ્તનજી ભરૂચના વતની છે તેમ મી. દસ્તુર પણ ત્યાંનાજ વતની છે, અને ત્યાંના એક જાણીતા ખાનદાન દસ્તુર કુટુંબના નબીરા છે, એટલે એક ભરૂચનો વતની બીજા ભરૂચના વતનીને સહાય કરે તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું હોય નહિ : સહાય ન કરે તો આશ્ચર્ય.

"હયરત" નો "બે બોલ"માં મ્હેં વિશેષ જણાવેલું કે "હાલમાં કેટલોક વખત થયા અંગ્રેજીમાં જેને Light Literature અને ગુજરાતીમાં "હળવું સાહિત્ય" કહે છે તે ઘણી ઝડપથી ગુજરાતી સાહિત્યમાં પસરવા માંડયું છે." "સદ્‌ગુણી સરોજ" એ જાતની સાહિત્યની શાખા જોડે સંબંધ રાખતી વાર્ત્તા છે. મી દસ્તુર ન્હાની ઉમરના છે, ને એક ઉછરતા લેખક છે, છતાં એમણે કોઈપણ પુસ્તકનું અનુકરણ ન કરતાં માત્ર પોતાના મગજમાંથીજ આ વાર્ત્તા ઉપજાવી કાઢી છે, એ એમને મુબારકબાદી લેવાનું કારણ થઇ પડવું જોઈએ. ઉછરતા લેખકને અનુભવની ખામી હોય અને તેને લીધે તેની કલમ જે કામ કરે છે તે કાચું (Crude) તો હોયજ પરંતુ તે કામમાં આગળ જતાં વિકાસ પામવાનાં અંશ છે કે નહિ, એ જુવાન લેખકની કલમ વખતના વહેવા સાથે ખીલતી જશે કે નહિ, તે વાંચકે જોવાનું છે અને તે દૃષ્ટિએ જોતાં મી. દસ્તુરની કૃતિ હસી કાઢવા જેવી નથી. ઘણી વાર્ત્તાઓ વાંચી રીઢા થઇ ગએલા વાંચકને એમાં ખામીઓ ઘણી જણાશે, પરંતુ તેની સાથે ખૂબીઓ તેથી વિશેષ માલમ પડશે. એક પારસી આવી સારી રીતે હિંદુઓનો ગૃહ સંસાર ચિતરી શકે અને તે પણ હિંદુસાઈ ગુજરાતીમાં, એજ મી. દસ્તુરને ધન્યવાદ આપવાનું એક મ્હોટું કારણ છે.

હાલના વખતમાં પારસી કોમના કોઇપણ શખસને ભાગ્યેજ હિંદુઓના ગૃહ સંસાર, તેમના રીત રિવાજ, તેમની દિન ચર્યાની આટલી બધી ગાઢ માહીતી હોઇ શકે. વળી હિંદુ ઓની ખૂબસુરતીનાં વર્ણન પણ પરદેશી ઢબને ન અનુંસરતાં સ્વદેશી ઢબે આપવામાં આવ્યા છે (દાખલા તરીકે જુઓ પાને પાંચમે "સરોજ"ના સૌંદર્યનું વર્ણન) એ પણ એ પુસ્તકની ખૂબી છે. જો લેખકની કોમ પારસી છે એમ વાંચકને ખબર ન હોય તો તેને ભાગ્યેજ લાગે કે એ વાર્તા એક હિંદુ નહિ પણ એક પારસીએ લખેલી છે.

વા-ર્તાનું વસ્તુ બહુ સરળ છે, તેમાં જરાપણ અટપટાપણું નથી. ભોળાઓને ભામટાઓ કેમ ઠગે છે, ને છેવટ ખરો પ્રેમ અને સદ્દગુણ કેમ ફતેહમંદ થાય છે, તે એમાં બતાવ્યું છે. વાર્તા ટૂંકી છે એટલે થોડા વખતમાં વાંચી પૂરી કરી શકાય છે, તેથી વાંચકને કંટાળો આવતો નથી અને વાંચી રહ્યા બાદ ધડો અને બોધ બંને મળે છે, એટલે મી. દસ્તુરની વયનાં જુવાન વાંચકોને એમાં રસ પડવોજ જોઇએ.

મુંબઇ,
તા. ૧૪મી મે સને ૧૯૩૦. | કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

# દીબાચો.

વ્હાલા વાંચક,

"સમય બળવાન છે, નથી પુરૂષ કે દારા બળવાન" આ વાત સાચીજ છે. જગતમાં ઘણીકવાર આશા નિરાશામાં અને નિરાશા આશામાં કેમ ફેરવાઇ જાએ છે એ તો જે જગતનો અનુભવ લે છે તેજ સમજી શકે છે. આશા અને નિરાશાના કડવા અનુભવ મને મ્હારી નાની ઉમરમાંજ થોડા ઘણા મળેલા હોવાથી હું એટલુંજ સમજી શકું છું કે દરેક બાબતમાં 'Patience and Courage" એ બે ગુણો જો ખીલવ્યા હોય તો આ દુનિયાના આશા નિરાશાના ભજવાતા નાટકના સ્ટેજ ઉપર કાંઇક ફત્તેહ મળવાના સંભવો વધારે હોય છે.

આ પુસ્તક કે જે બ્હાર પડે છે, તે પુસ્તકમાં શ્રીમંતોના પુત્રો માતાના ખોટા લાડથી કેમ બગડી જઇ, દુષ્ટોની "સોનેરી જાળ"માં ફસાઇ જઇને, શરાબ અને વેશ્યાઓના ભોગ થઇ કુટુંબની ઇજ્જત, તન, ધન, વિગેરેનો નાશ કરી, કેવી રીતે દુઃખી થઇ, અંતે સદ્‌ગુણ અને સાચો પ્રેમ કેમ બ્હાર આવે છે તે, તથા બીજી કેટલીક સંસારની બાબતો ચર્ચાવાનો પ્રયત્ન કર્યો છે. ટુંકમાં "હરબર્ટ"

ના શબ્દોમાં એટલુંજ કે :—

"By no means run in debt: take thine own measure
Who cannot live on twenty pounds a year,
Cannot on forty; he's a man of pleasure,
A kind of thing that's for itself too dear"

આ પુસ્તક કેવી રીતે બ્હાર આવ્યું તે માટે થોડોક ખુલાસો નીચે મુજબ લખવા જરુરીઆત છે :—

"મુંબઇની મ્યુનીસીપાલીટીના જાણીતા માજી એન્જીનીયર મી. ફરામજી જમશેદજી બીલ્યા L. C. E. અને મુંબાઇના પ્રજામિત્રના છાપાના જાણીતા માજી અધિપતિ રા૦ યુ. કે. ઓઝા બી. એ. (કે જેઓ હાલ આફ્રીકા ખાતે હીંદીવાનોનો કેસ છાપા મારફતે રજુ કરવા ગયા છે અને જેઓ ભરૂચની ગવરનમેન્ટ હાઇ સ્કુલમાં મ્હારા શિક્ષક હતા) તેમની સુચના અને ફરમાસથી કવિ રામલાલ (કે જે ગુજરાતી નાટક ભુમી ઉપર જાણીતા અને અનુભવી ડાયરેકટર તરીકે પ્રખ્યાત થઇ ગયેલા) તેમને રા. મણીલાલ દલાલ સાથે મળીને મ્હારા બે ઇતિહાસીક નાટકો તથા શોશ્યલ (હિંદુ સંસારી) નાટક વંચાવ્યો. આ મ્હારા નાટકો એમને પસંદ પડવાથી પોતાને માટે રાખવા માંગ્યા અને અમારૂં એગ્રીમેન્ટ થતું હતું પણ ચોકકસ એક કારણને

લીધે અને કવિ રામલાલ આ અવનિનું અજવાળુ જોતા બંધ થવાથી આ વાત પડતી મુકાઇ; પણ મ્હારે અહીં ખુલ્લા દીલથી કબુલ કરવું જોઈએ કે તે ભલા અને પ્રમાણીક ડાયરેક્ટર મરહુમ કવિ રામલાલે મને કેટલીક સુચનાઓ અને ગાયનોની ત્રણતરજો મ્હારા એક ઇતિહાસીક નાટક માટે આપી, અને સાથે એક એવી પણ સુચના કરી કે આ હિંદુ સંસારી નાટક નોવેલના આકારમાં હોય તોપણ ઘણોજ રસ પડે.

વ્હાલા વાંચક! મને પણ આ વિચાર કાંઇક ઠીક લાગવાથી આજે મ્હારો "શોશીયલ દ્રામા" કેટલાક સુધારા વધારા સાથે નોવેલના આકારમાં બ્હાર પડવાને શકિતવાન થાય છે, અને એવોજ વિચાર સ્વર્ગવાસી શેઠ નીતીસેન દ્વારકાદાસે જયારે મ્હારા શોશ્યલ દ્રામાની માંગણી કરી, પણ મ્હારી કિમ્મત ભારે પડવાથી તે વિચાર માંડી વાળ્યો ત્યારે તેમને મ્હારા એ નાટકનો ખાલી પ્લોટ હીંદી ભાષામાં ભજવવા માંગ્યો (કે જે હું કોઇપણ દિવસ આપી શકું નહિ) ત્યારેજ મને કાંઇક લાગ્યું કે આ મ્હારો "શોશ્યલ દ્રામા" નોવેલના આકારમાં હોય તો ઠીક અને તેથીજ અંતે તે નોવેલના આકારમાં ઘણાક સુધારા વધારા સાથે આજે બ્હાર પડે છે."

વ્હાલા વાંચક ! કોઇપણ ધંધામાં Footing મેળવવું ઘણું મુશ્કેલ છે. આ વાત સાચીજ છે અને કોઇક સમયે તો સન્માનને ખાતર (Prestige) અથવા તો કેટલાકોની "ભાંજફોડ"ની પોલીશીને લીધે આશા નિરાશામાં ફેરવાઇ જાએ છે. મ્હારી બાબતમાં પણ તેમજ થયું છે, પણ બધા કાંઇ ભાંજફોડ કરવાવાળા હોતા નથી. કોઇકો wayમાં પણ પણ મુકવા રાજી હોય છે.

મ્હારા ભલા અને સદ્‌ગુણી મિત્ર શેઠ ખરસેદજી જે. બી. વાડીયા, શ્રી યુ. કે ઓઝાનો, તથા બીજા મિત્રોનો મને મદદ આપવા માટે આભાર માનું છું.

ગુજરાતી સાહીત્યના પિતા મુંબાઇની "સ્મોલ કોઝીઝ કોર્ટ"ના વડા જડજ તથા મુંબાઇની હાઈ કોર્ટના પણ એક સમયના જડજ દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી માટે તો હું એટલુંજ કહીશ કે એ ભાઈ સારી સુખાકારીમાં રહી લાંબુ આયુષ્ય ગુજરાતી સાહીત્યની સેવા કરવા ભોગવે. દીવાન બહાદુર કૃષ્ણલાલ ઝવેરી જેવા વિદ્વાન લેખકો ગુજરાતીમાં હોવાથી ગુજરાતી સાહીત્ય ઉંચે પગઠીએ ચઢે તો કાંઇ નવાઇ નહિ, એ ભાઇનો પણ હું આભારી થયો છું, અને આવા વિદ્વાન તથા મોટા માણસ હોવા છતાં તદન સાદા, અને કેટલા ભલા છે, તે તો જેઓ એમની જોડે Contact માં આવે છે, તેઓજ સમજી શકે છે.

મુંબાઈ,<br>
તા. ૨૧–૧૧–૩૦.

લી૦ પ્રજાનો નમ્ર સેવક,<br>
દીનશાહ નસરવાનજી દસ્તુર.

# અનુક્રમણિકા.

# અર્પણ પત્રીકા.



દીવાન બહાદુર અંબાશંકર ઉત્તમરામ મળજી કે જેઓ મ્હારા વ્હાલા વતન ભરૂચ શેહેરના એક જાણીતા લોકપ્રીય શેહેરી અને એક બાહોશ ધારાશાસ્ત્રી છે, અને જેમને ભરૂચ શેહેરની સેવા ભરૂચની મ્યુનીસીપાલીટીમાં તથા પબ્લીક વર્કસના ચેરમેન તરીકે અને ધારાસભા મારફતે પણ કરી છે, અને હજીપણ જોકે લગભગ ૫૫ થી ૬૦ વર્ષની ઉમર થઇ છે, છતાંપણ મ્હારાં વ્હાલાં વતન ભરૂચની સેવા મુગેમોઢે કરે છે. દીવાન બહાદુર મળજી ભરૂચના એક મોટા માણુસ છે, છતાંપણ ઘણાજ સાદા, ભલા અને પરોપકારી તથા પરદુઃખભંજન છે, એમ એમની જોડે જેઓ સંબંધમાં આવ્યા છે તેમને અનુભવ્યું છે. મ્હારા ટુંક સમયના મેળાપમાં એમનું મળતાવડાપણું, તથા ભરૂચના ગરીબોને મદદ કરવાની એમની ઉત્સાહ અને ઉમંગ જોઇને હું એક ભરૂચ શેહેરના વતની તરીકે ઘણો ખુશી થયો છું, અને એક ભરૂચના વતની તરીકે આ મ્હારૂં પુસ્તક એમને અર્પણ કરૂં છું.

લી. દીનશાહ એન. દસ્તુર.

# શુદ્ધિ પત્ર.

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૪ | સીદી | સીડી |
| ૨ | ૧૩ | લટા | લટો |
| ૩ | ૬ | તવગર | તવંગર |
| ૭ | ૪ | રીબાયલાને | રીબાયેલાને |
| ૮ | ૧૮ | કોઇ | કાંઈ |
| ૯ | ૪ | નાહ | નહિં |
| ૧૦ | ૮ | બને | બંન્ને |
| ૧૧ | ૧૩ | બને | બંન્ને |
| ૧૨ | ૧ | રદય | હૃદય |
| ૧૩ | ૧૯ | લાગ્યો | લાગ્યું |
| ૨૦ | ૨ | અ કટોકટીના | આ કટોકટીના |
| ૨૨ | ૭ | કેમ | કેમે |
| ૨૩ | ૬ | શકાતું | શકાતુ |
| ૨૪ | ૧૮ | હમેશની | હંમેશની |
| ૨૮ | ૧૧ | આપણા | આપના |
| ૨૮ | ૧૮ | નજરે ાનહાળ્યા | નજરે નિહાળ્યા |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૬ | ૪ | મહાજને | મહારાજને |
| ૫૫ | ૯ | થયું | થયા |
| ૫૯ | ૧૯ | ની | તેની |
| ૬૧ | ૧૬ | ઉપરા ચાપરી | ઉપરા સાપરી |
| ૬૪ | ૩ | તની | તેની |
| ૮૮ | ૨૦ | પડડો | પડદો |
| ૯૮ | ૯ | હુંકરાવી | હુંકારાવી |
| ૧૦૫ | ૨ | પશ્ચતાપ | પશ્ચાતાપ |
| ૧૦૭ | ૮ | નાવ મફક | તાવની માફક |
| ૧૧૨ | ૧૬ | ભામી | ભાભી |
| ૧૧૪ | ૧૩ | લફંગલો | લફંગાના |
| ૧૧૮ | ૧૨ | ડુસ | ડુસકાં |
| ૧૨૮ | ૪ | નેકરો | નોકરો |
| ૧૩૦ | ૧૨ | ભેગવવાનો | ભોગવવાનો |
| ૧૩૮ | ૬ | ચંદની | ચાંદની |
| ૧૩૯ | ૩ | કરી | કહી |
| ૧૩૯ | ૯ | કરીશ | કહીશ |
| ૧૩૯ | ૧૩ | નવલની | મદનની |
| ૧૪૨ | ૧૬ | ઇનસ્પેક્ટર | ફોજદાર |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૫ | ૮ | સુશીલે | સુશીલ |
| ૧૪૯ | ૧૭ | દેડી | દોડી |
| ૧૫૦ | ૧૧ | હતી | હતો |
| ૧૫૦ | ૧૫ | ભા | પ્રભા |
| ૧૫૧ | ૨૦ | સરનમું | સરનામું |
| ૧૫૪ | ૧ | ક્યોં | ક્યેં |
| ૧૫૪ | ૫ | અથાગ | અગાથ |
| ૧૫૬ | ૧૯ | પોલીસો | પોલીસ |
| ૧૫૭ | ૧૦ | હુંકરાવી | હુંકારાવી |
| ૧૫૭ | ૧૨ | સુમસાન | સુમસામ |
| ૧૫૯ | ૧૬ | રીવેલ્વર | રીવોલ્વર |
| ૧૫૯ | ૧૭ | ભેળો | ભોળો |
| ૧૬૪ | ૫ | નચુંં | નરૂં |
| ૧૭૦ | ૧૬ | હથિઆર | હથીઆર |
| ૧૭૪ | ૫ | સેખચલ્લીમાં | શેખચલ્લીના |
| ૧૭૮ | ૨૧ | દુરથી | દૂરથી |
| ૧૮૨ | ૪ | મજામાં | મજાહમાં |
| ૧૮૩ | ૧૪ | સારદા ભૂવન | શારદા ભૂવન |
| ૧૮૯ | ૧૬ | વનવ | નવલના |

# સદ્ગુણી સરોજ.

## પ્રકરણ ૧ લું.

### "પ્રેમના ઉમેદવારો"



વાલકેશ્વર પર આવેલું "શારદાભુવન" અત્યારે પૂર ભપકામાં શોભાયમાન દીસતું હતું આ મોટા આલીશાન ભૂવનમાં દાખલ થવાને એક મોટો દરવાજો રસ્તા પર પડતો હતો. તેને કમ્પાઉન્ડથી ઘેરી લેવામાં આવ્યું હતું. એના આગલા ચોગાનમાં જાતજાતના ફુલોથી શોભીતો બગીચો હતો. મકાનમાં પ્રવેશ કરવાને મોટી આરસપહાણની પગથીઓ હતી, તેનાથી જરા આગળ જતાં મોટો દાદર હતો, તેનાથી પહેલે મજલે જવાતુ હતું. આ દાદર એટલો પહોળો હતો કે એકી સાથે છ માણુસ સહેલાઇથી ચઢી શકતાં હતાં. ઉપર જતાં આગલા ભાગમાં મોટો ઝરૂખો હતો, તેની પાળ ઉપર વિવિધ જાતનાં પુષ્પોનાં કુંડા ગોઠવેલાં હતાં. અહિં એક નાની સીદી પરથી ધાબા ઉપર જવાતું હતું ધાબા ઉપર જઇને

જોતાં આખી મુંબઇ નગરી નજરે ચઢતી. તેની પેલી મેર એક ગોળ સીડી ઠેઠ લાયબ્રેરી હોલમાં જતી. આ હોલ જોતાં એક રાજાના મહેલનો ખ્યાલ થતો. તેની ભીંત પર કેટલાક પંડીતો અને મહાત્મા પુરૂષોની છબીઓ લટકાવેલી હતી. વચમાં એક મોટું ઝુમર એક મોટા રાઉન્ડ ટેબલ ઉપર લટકતું હતું. રાઉન્ડ ટેબલ ઉપર થોડાંક પુસ્તકો તથા પેપરો પડયા રહેતાં. આ હોલ બધા ઓરડાઓ કરતાં મોટો હતો. તેની પાછળની બાજુએ શયન ગૃહ હતું. આ નાના ઓરડામાં તરેહવાર મોહક ચીજો હતી. એક આરામ ખુરસી ઉપર પચ્ચીસેક વર્ષનો યુવાન હાથમાં પુસ્તક લઇ વાંચતો હતો. તેની સામે એક હીંચકા ઉપર એક સોળ વરસની કુમારીકા ઝુલતી બેઠી હતી. તેના વાળોની લટો પવનથી ઉડી આંખ ઉપર આવતી ત્યારે તે યૌવના અતી મોહક લાગતી. તેના સાળુનો પાલવ ઘડીક પવનને સપાટે ચઢતો ત્યારે તેની યુવાનાની મસ્તી જણાઇ આવતી. તેના નયનમાં આકર્ષણ કરનારૂં કાજળ હતું. તે હસતી ત્યારે તેના મુખમાંથી ફુલો ખરતાં હોય એમ લાગતું હતું. "કેમ બ્હેન! આજે ફરવા આવવુ છે! આજે અમારી કોલેજનું સોશયલ ગેધરીંગ છે." યુવક પુસ્તક બાજુપર મુકતાં બોલ્યો. "નહિ, ભાઇ હું આજે ભગીની સમાજમાં ગીતાનું અધ્યયન થવાનું છે ત્યાં જનાર છું એટલે

તમારી સાથે આવી શકું એમ નથી. સ્ત્રીઓને હંમેશ એવી મોજશોખમાં રચ્યાં પચ્યાં રહેવું ન જોઇએ, સ્ત્રીઓએ તો મોહક વસ્તુઓથી દુર રહી કલ્યાણનો પંથ લેવાનો છે." તે યૌવનાએ ભાઈને ખોટું ન લાગે એમ કહ્યું.

આ ભાઇ બેન એક બીજાને અત્યંત ચાહતાં હતાં. તેઓ એક તવ ગર પિતાના બાળકો હતાં. તેમના પિતાનું નામ દ્વારકાદાસ હતું. દ્વારકાદાસ શેઠની સ્ત્રી શારદાગૌરીની ઉમર ચાળીસ વર્ષના હતી. તે ભોળી અને ઉદાર હતી. પીયરથી સાસરે આવી ત્યારે તે પુષ્કળ દ્રવ્ય લાવી હતી. તેનાજ પૈસે દ્વારકાદાસ શેઠ ધનવાન બન્યા. આથી શેઠ કંઇક શારદાથી દબાતા. તેમનાં બે છોકરાં માતાપીતાનાં અતી લાડકવાયાં હતાં. મદનને લાડ લડાવવામાં શારદાએ કંઇ બાકી રાખી ન હતી. જ્યારે તેની પુત્રી કિશોરી લાડમાં ઉછરેલી હોવા છતાં સદ્‌ગુણી અને સુશીલ હતી. કોઇનું દુઃખ તે પોતાનું સમજી લેતી. આ કુટુંબ હાલ સુખના સામ્રાજ્યમાં કલ્લોલ કરતું હતું.

............મદન કપડાં પહેરી મોટરમાં બેસી સોશ્યલ ગેધરીંગમાં જવા નીકળ્યો. કોલેજના કમ્પાઉન્ડમાં આવતાં મદનના બધા મિત્રો તેને સ્હામા લેવા આવ્યા.

કમ્પાઉન્ડ આશોપાલવના પાંદડાના તોરણથી ઘણુંજ દીપતું હતું. મ્હેમાનોને માટે સુંદર ટેબલો ઉપર સફેદ

ચાદરો પાથરી દીધી હતી. સ્ત્રીઓની પણ થોડી સંખ્યા હતી. ઈંગ્લીશ બેન્ડનો મીઠો સરોદ દરેક આગન્તુકને આવકાર આપતો હતો. દરેકના મ્હોંપર ખુશાલી જણાતી હતી. મદન મિત્રોનાં ટોળામાં હસી હસી વાર્તાલાપ કરતો હતો.

આજનો દિવસ એ મદનની પડતી શરૂ કરનારો હતો. આજથીજ તેનું નશીબ પલટતું હતું. તેનું એ બીચારાને કયાંથી ખબર હોય ? તે ભોળા યુવાનનું દીલ નિષ્કપટી હતું. તેનું દીલ એક બચ્ચાંના જેવું હતું. મદનને બે મિત્રો અંગતના હતા તે બેમાં એકનું નામ સુશીલ કાન્ત હતું. સુશીલકાન્ત એક તવંગર પીતાનો પુત્ર હોઇ સાદો વિનયી તેમજ સદ્ગુણસંપન્ન હતો;તેની ઉંમર મદનના જેટલીજહતી.મદનની સાથે કોલેજમાં અભ્યાસ શરૂ કર્યો ત્યારથીજ તેને તેની સાથે ઘાડી મિત્રતા બંધાઇ હતી. જ્યારે તેનો બીજો મિત્ર નવલ એક બદમાસ અને કપટી હતો. તેણે તેની સાથે બદદાનતથી મિત્રતા બાંધી, તેનો પિતા તેને નાનપણમાંજ મુકી મૃત્યુ પામ્યો હતો. તેનામાં ઈર્ષાની આગ હંમેશ બળ્યાં કરતી. ધનવાન થવાને તે બહુ ઉત્સુક હતો, બાળપણથીજ કુસંગતને લીધે તે એક પુરો બદમાસ થયો. એક નીચ મિત્ર કેવી મિત્રતા રાખે છે તેનો તે દ્રષ્ટાંતરૂપ હતો.

લોકો ધીરે ધીરે છુટાં પડવા લાગ્યાં. માત્ર કોલેજી-અનોનો થોડો સમુહ આમ તેમ ફરતો હતો. એ વખતે

સરોજ નામની એક વીસ વર્ષની યુવતી ત્યાં આવી. આ સ્વરૂપવાન કુમારીકા તેના પીતાની એકનીએક લાડકવાઇ પુત્રી હતી. હજી તે કુમારીકાજ હતી. તે મદનની સાથે કોલેજમાં અભ્યાસ કરતી હતી. તેની કામદેવના ધનુષ્ય જેવી કાળી ભમરોએ કેટલાકોને આકર્ષ્યા હતા. તેનો પડતો બોલ ઝીલવાને કેટલા યુવકો આતુર રહેતા. તેની શુકની ચાંચ જેવી નાસિકા તેના ચહેરાને વધારે દીપાવતી. તે છુપું હસતી ત્યારે કેટલા યુવાનો ભાન ભુલતા. ટુંકમાં દરેક તેની તરફ આકર્ષતા. આ સૌંદર્યની પુતળીને મદન તથા સુશીલકાન્ત સાથે થોડો પરિચય હતો.

તેને આવતી જોતાં ત્રણે યુવકો તેને આવકાર આપવા દોડયા, કારણકે તેઓ ત્રણેજણા આ ખુબસુરતીને ચાહતા હતા.

"કેમ? મી. મદનલાલ તમે મારો રૂમાલ જોયો છે?" આમતેમ રૂમાલ શોધતાં તેણે પૂછયું"

"હાજી, આજ કે?" નવલે રૂમાલ બતાવતાં કયું.

"થેંકયુ! મી નવલ." તેણે આભાર માન્યો.

એટલામાં મદન તથા સુશીલને તેના એક મિત્રે બોલાવવાથી તેઓ તેની પાસે ગયા. ફકત નવલ અને સરોજ એકાંત સ્થળે રહ્યા.

સરોજે રૂમાલ લઈ જવા માંડયુ એટલામાં નવલ

બોલી ઉઠયો. "અરે જવાય છે મીસ સરોજ? મારે તમને એક વાત કહેવી છે."

"ખુશીથી કહો જે કહેવું હોય તે"

"તે વાત આપ કબુલ રાખશો?"

"હા, હું તમને વચન આપું છું" ભોળી સરોજે તેને વચન આપ્યું

"જુઓ, હું તમારી પાસે, પૈસા ટકા માંગતો નથી, પણ એક પ્રેમ કે જે મેળવવો બહુ મુશ્કેલ છે. હું આજે કેટલો વખત થયાં તમને મારા ખરા જીગરથી ચાહું છું મારે માટે કેટલાં ઘરોની માંગણી થઇ છે, પણ બસ મારી નજરમાં તમેજ રમી રહ્યાં છો. જો આપ મારી માંગણી કબુલ રાખશો તો આહા! મારો સંસાર કેવો સુવર્ણમય બનશે તે હું કલ્પી શકતો નથી. તમે મને નિરાશ ના કરો મીસ સરોજ? હું તમને ફરી કહું છું કે આ દુનિઆમાં અન્ય સ્રીઓ મારી બેન સમાન છે. ઓ સરોજ? મારીપર જરા તો દયાની દૃષ્ટિએ જુઓ? શેકસપીઅરના રોમીયો અને જુલીયટને યાદ કરો તેવોજ પ્રેમ મારો તમારા પ્રત્યે છે." ઢોંગી નવલે આંખમાં અશ્રુ લાવી તે ભોળી કુમારીકાને ફસાવવાનું પગથીઉં બાંધવા માંડયું. નવલ એ એટલો મીઠા બોલો હતો કે સામા માણસને જરાપણ વ્હેમ પડવા દેતો નહિ.

"મી. નવલ ! હું શું કરૂં ? લાચાર છું, સરોજ ગળગળી થઇ બોલી, મારૂં વેવિશાળ થઈ ગયું છે નહિ તો તમનેજ હું પસંદ કરત."

"સરોજ ! રીબાયલાને વધારે ના રીબાવો. હું તો આપની પાસે હજી પ્રેમ યાચના કરૂં છું. એ ભિક્ષા આપવી એ આપનાથી થઈ શકે એમ છે. મારા જીવનની દોરી આપના હાથમાં છે. મને મારવો જીવાડવો એ તમારી મુનસફી ઉપર છે."

" હું શું જાણું કે તમે મને આવા ખરાં જીગરથી ચાહો છો" સરોજે નવલનાં આંસુ લુંછયા. તે ભોળી ધીરે ધીરે નવલની જાળમાં સપડાતી ગઈ.

"સરોજ ! આપના પતીનું નામ શું ?" નવલે પૂછયું.

"મી. મોતીલાલ, કે જેઓ હાલ ઇન્ટરમાં છે."

"અરે ! શું ! વિઠ્ઠલરાય ઝવેરીનો પુત્ર તો નહિ ?"

"હાજી તેજ, કેમ તમે આશ્ચર્ય કેમ પામો છો ?"

શીવ, શીવ, મારે શા માટે બીજાનું અણુઘટતું બોલવું જોઇએ, પરંતુ મારે તમને કહેવું જોઇએ કે તમે એક નાલાયક સાથે પરણનાર છો સરોજ ! મને તમારે માટે બહુ લાગી આવે છે.

'મી. નવલ ! ખરૂં કહો, મારાથી બીલકુલ છુપાવતા ના અને કહો કે મારા પતિ કેવા ચારિત્ર્યના છે !" 'તમે મને

ચાહતાજ હો તો તમારી ફરજ છે કે મને બચાવવી જોઇએ." સરોજના મનમાં વહેમનું જાળું ગુંથાવા લાગ્યું.

"મારે કહેવુંજ પડશે? અરે દુનિઆમાં કેવી જાતના લોકો હોયછે. તેઓ હંમેશાં પાપી કૃત્યો કરવામાં મશગૂલ રહે છે. તમારો પતિ પણ એક વેશ્યાગામી છે" નવલે તેને હાથમાં લેવા માંડી.

"ઓ? શું કહો છો?" સરોજ ગભરાઈ ઉઠી

"જીહા, આ બધૂં સાચુંજ છે અને વધારામાં બિહારીલાલ બેરીસ્ટરની પુત્રી રમણીની મોહ જાળમાં સપડાયા છે. તમને પરણી તમારો પૈસો હજમ કરી બીજી સ્ત્રીપરણી તમને રઝળતાં કરી મુકશે. આ વાત મને તેના એક ખાસ મિત્રે કરી છે. તમેજ વિચારો કે તમારા પીતાએ આવા રત્ન જોડે તમારૂં કેમ વેવિશાળ કર્યું?" "નવલ મને કંઇ રસ્તો બતાવો, સરોજની આંખમાંથી આ વખતે ઉન્હાં અશ્રુ વહેતાં હતાં. તેના ગાલની લાલી ઉડી ગઇ હતી. અશ્રુથી ભીંજાયેલા ગાલોથી તેનુ મુખ વધારે દયાજનક દીસતું હતું. તેનું હૃદય આ સાંભળી ચીરાઇ જતું હતું હું કોઈ મોતીલાલને પરણનાર નથી. ભલે મારા પિતા એક વખત મારો જીવ લે પણ હું કદિ હવે તેનું મ્હોં જોઈશ નહી."

"તમે હજી નાહાન છો, હવે તમારે તમારા પિતાની

વિરૂધ ન જવુ જોઇએ નહિ તો માઠું પરીણામ આવશે. નવલ તેને સમજાવતો હોય એમ બોલ્યો. તમે તેને નહી પરણુશો તો તમારી યોગ્ય બીજો કોણ એવો ધનવાન મળશે?"

"નહિ નાઙ, મી. નવલ, હું પૈસાની ભુખી નથી. પૈસા તો આજે છે કાલે નથી. પૈસાના પૂજક તો પ.પીઓજ હોય છે, મને માત્ર શુધ્ધ પ્રેમ કે જે અવિચળ હોય છે તેજ જોઇએ છે. અને જાતે ન મળશે તો જીંદગીભર કુમારી રહીશ" સરોજ જુસ્સાભેર બોલતી હતી. તેની આંખ રાતી ચોળ થઈ ગઈ હતી.

થોડી ક્ષણ સુધી એમાંથી કોઇ બોલ્યું નહિ. માત્ર સરોજ થોડી થોડી વારે તેની સાડીના પાલવથી આંસુ લુંછતી હતી.

નવલ! હું તમારી પાસેથી પ્રેમની આશા રાખું છું; તમે મારા પતિ થશો? હું તમને મારા પ્રભુ તરીકે ચાહીશ, મને તરંગર જાણી અટકશો ના, જેમ એક ગરીબ પત્નિ પતિના પાસામાં રહે છે તેમજ હું આપની પાસે રહીશ".

"મારી ગુણીયલ સરોજ હુ હવેથી તારોજ છુ" કહી નવલે સરોજને પાસામાં ખેંચી.

આજ પળે મદન પાછળ ઉભો રહી આદ્રશ્ય જોતો હતો. "અરે! આશું? મારી સરોજ નવલના હાથમાં? ગયા સોમવારે તો મને વચન આપ્યું કે મદન હું તમારી

સાથેજ લગ્ન કરીશ. નારી એ નર્કની ખાણુ છે તે વાત સાચીજ ઠરે છે." તે વિસ્મય પામી મનમાં બોલ્યો.

સરોજ દુરથી મદનને જોતાં ગભરાઇ. ને ઉભી થઈ અને બોલી "નવલ ! હું રજા લઉં છું, મારા પિતા મારી વાટ જોતા હશે. હવે મારે જવું જોઇએ."

"ધૈર્ય રાખજો, હું તમને મારાથી બનતી મદદ કરીશ" નવલ બોલ્યો.

બંને ઉઠવા જતાં હતાં તેટલામાંજ મદન ત્યાં આવી પહોંચ્યો "મીસ સરોજ ? તમારે જેને ચાહવું હોય તેને ચાહજો પરંતુ મને જે સોમવારે વચન આપેલું તે આટલીવારમાંજ ભુલી જાઓ છો ? ખરૂં કહો તમે મને ચાહો છો કે નવલને ? તે યુવાન તેનો જવાબ સાંભળવા ટટાર થઈ ઉભો.

બંને યુવાનો તેના મ્હોંસામુ ટીકીને જોતા હતા. તેના જવાબ પર તેઓના કિસમતની દોરી લટકેલી હતી. બંને ઉત્સુક હતા.

"ખરૂં જોતાં મેં આ વિશ્વાસઘાતનું પગલું ભર્યું છે. મી. મદન તમને એક વખત હું વચન આપી ચુકી છું તે મારાથી ઇનકાર કરી શકાય નહિ, મેં આપને ઠગ્યા તેની માફી માંગુ છું. માટે હવે આપજ મારા શીરતાજ છો." આ સાંભળી પાપી નવલનો ક્રોધાગ્નિનો ભભુકો ઉઠયો પણ તે ખુસી થયો હોય એમ બતલાવી મદનને અભીનંદન આપ્યું.

 

"મી. મદન ! હું તમારા એક સુહૃદ તરીકે અભિનંદન આપુ છું" મદને હરીને ડોકું ધુણાવ્યું.

"મીસ સરોજ ? હું ઘણોજ ખુશી છું કે આપને યોગ્ય પતિ મળ્યો પ્રભુ તમને સુખી રાખે આજથી મને એક બંધુજ માનજો. " નવલે તેના હૃદયની ઉદારતા બતાવવા માંડી.

મદનને કયાં ખબર હતી કે તે દિવસથી આફતના વાદળાંઓ તેની આજુ બાજુ ઘુમતાં હતાં. ત્યારથીજ તેની ખાના ખરાબીનું મંડાણ હતું.

થોડીવારમાં સુસીલ પણ ત્યાં આવી પહોંચ્યો. મદન ઝાડના કુંડાની સાથે લાકડીથી રમતો હતો. "કેમ છો ? મીસ સરોજ ? આ પત્ર જરા વાંચી જોજો" સુશીલે તેને પત્ર આપતાં કહ્યું.

સરોજે એક બાજુ જઇ પત્ર વાંચવા માંડયો.

" શ્રીમતી સરોજ,"

કેટલા લાંબા વખતે આજે મારો હૃદયનો ઉભરો ખાલી કરૂં છું, હું અવિવાહીત છું, માટે આપની માંગણી કરૂં છુ. હું આપના સિવાય અત્યાર સુધીમાં કોઇને ચાહતાં શીખ્યો પણ નથી જો આપ બીજાને વરી ચુકયાં હોય તો લાચાર છું આશા છે કે આપ મને નાખુસ કરશો નહિં

એજ લી. આપને મેળવવા ઉત્સુક સુસીલ "

કાગળ વાંચતાં સરોજથી હસી જવાતું હતું તેનું હૃદય પ્રફુલ્લીત હતું, તે મનમાં બોલી, "મને મેળવવાને કેટલા જણા ઇંતેજાર છે. વિધી જ્યાં દોરે ત્યાં ખરૂં." તે ધીમે ડગલે સુશીલ પાસે આવી.

"સુશીલ ? લાચાર છું. મદનને મનથી વરી ચુકી છું"

સુશીલની આશાના મહેલો જમીનદોસ્ત થયા હતા એ તેનું શોકજનક ચ્હેરો દેખાડી આપતો હતો.

'ભલે, સરોજ' તારા નશીબમાં મદનજ લખ્યો હશે એટલે તું તેને મળી આવી. હું નારાજ નથી થયો. પ્રભુ તમને સર્વપ્રકારનું સૂખ આપે. આજથી તું મારી વ્હાલી બ્હેન છે. એક ભાઇ જેમ પોતાની બ્હેનને ચાહે છે તેમજ હું તને મારા પવીત્ર ધર્મના સોગન ખાઈ કહું છું કે તને તેવીજ રીતે ચાહીશ. મારે બ્હેનની ખોટ છે તે તું પુરી પાડીશ.' સુશીલના માયાળુ શબ્દોએ સરોજનું દીલ પીગળાવી નાંખ્યું.

મદન ત્યાં આવી વાર્તાલાપમાં સામેલ થયો, "કેમ ડીયર ? સુશીલની સાથે શી ચર્ચા કરે છે ?' તેણે હસતાં હસતાં કહ્યું.

'મારા ભાઈની સાથે જરા અભ્યાસ વિષે ચર્ચા ચલાઉં છું' તેણે પણ સ્મીત કરી પ્રત્યુત્તર આપ્યો.

સુશીલ છુટો પડી ઘર તરફ વળ્યો. આ જોડું

હાથમાં હાથ મેળવી વાતચીત કરતું જતું હતું એટલામાં દુર બે વ્યક્તિઓ ગુસગુસ કરતી હતી. તેમાંનો એક મોતીલાલ કે જેનો સરોજ સાથે વિવાહ થયો હતો તે અને બીજો કપટી અને દુરાચારી નવલ હતો.

'શુ મારી સરોજ આટલી બધી બેવફા ?' મોતીલાલે નવલને પુછયું.

'અરે મોતીલાલ! તને તો હજી કંઇજ ખબર નથી, તારી સ્ત્રી એક વેશ્યાજ છે' મોતીલાલની પાસે તોપનો ગોળો ફાટતે તોએ આટલો ન ચમકતે એટલો તે ચમકયો.

તેની આંખમાં ખુન ઉકળી આવ્યું. તે એક વિક્રાળ પ્રાણી જેમ શીકાર પર ત્રાપ મારે તેમ તે આનંદમાં ફરતાં મદન અને સરોજ પર તુટયો.

'કમબખ્ત ! તને શરમ નથી આવતી? પારકી સ્ત્રીઓને ફસાવતાં કેવું પરિણામ આવે છે તે હું આજે તને બતાઉ છુ' કહી મોતીલાલે ગજવામાંથી ચાકુ કાઢી મદનને મારવા દોડયો.

આ જોઇ બીજા સ્ટુડન્ટસો અને નવલ દોડી આવ્યા, સરોજ બેબાકળી બની ગઇ. હોસ્ટેલનો ભઇયો પણ દોડી આવ્યો. મોતીલાલ હાથ ઉંચો કરી મદન પાસે આવ્યો. ચાકુ મદનને ન વાગતાં ભઇયાના કપાળ પર લાગ્યો. મદન સરોજને લઇ મુઠીવાળી નાઠો. મોતીલાલને વધુ ઉશ્કેરી નવલ ઇર્ષાની આગ હોલવતો હતો.

## પ્રકરણ ૨ જું.

---

# કુટુંબમાં કલેશ



ચારેક વાગ્યા હશે, મદન એક ટેબલ પર પત્ર લખતો હતો. પત્ર લખવામાં એટલો મશગુલ હતો કે તેને આજુબાજુનું બીલકુલ ભાન ન હતું. તેની માતા શારદા તેની પાછળ છુપાઇને પત્ર વાંચતી હતી.

પત્ર પૂરો થયો, એટલે શારદાએ તેના ખભા પર હાથ મુકયો.

'બેટા, કોને પત્ર લખે છે?' તેણે તેના લાડકા પુત્રને હેતથી પુછયું.

'મારા એક મિત્રને.'

'લાવ જોઉં કેવુંક લખ્યું છે.' તેણે પત્ર જોવા માંગ્યો.

'બા ! એમાં શું જોવાનું? જેમ બધા લખે તેમ મેં લખ્યું છે.'

'મદન ! તું એમ ધારે છે કે હું તારી આ વાત નથી જાણુતી, મેં આખો પત્ર વાંચ્યો છે. તારો શો વિચાર છે? જેવું હોય તેવું કહે, મારાથી છુપાવીશ નહિ. તારો વિવાહ

થયો છે તે છોકરી તને પસંદ નથી?' શારદા પુત્રના વિચાર જાણી લેવા બોલી.

ઘડીભર મદન ચુપ રહયો. 'કાંઇક એમ છે ખરૂં, મને એવુ અભણ બૈરૂ પસંદ નથી' તે મર્યાદા મુકી બોલ્યો.

'દીકરા ! એવું ના બોલીએ, હજી તું નાદાન છે, ગમે તેમ તેને વેડી લેવી પડશે, હવે તારૂં વેવિશાળ ભંગ કરીએ તો લોકો કેવું બુરૂં બોલે એનું તને ભાન છે?' શારદાએ સહેજ ઠપકો આપતાં કહયું.

'એમાં મારી તમે સલાહ લીધી હતે અને મને પુછયું હોત તો હું નાજ પાડત'

'પણ આના કરતાં બીજી કઇ છોકરી તને સારી મળશે?'

'તને ખબર નથી ? વૃજલાલ બેરીસ્ટરની પુત્રી સરોજ કેવી ભણેલી અને સુશીક્ષીત છે, અને ખુલ્લું કહું છું કે મે તેને તેની સાથે પરણવાનું વચન પણ આપ્યું છે.

'હેં ! કયારે !' શારદા વિસ્મય પામી બોલી.

'ગઇ કાલે સાંજે હું જ્યારે અમારી કોલેજના સોશ્યલ ગેધરીંગમાં ગયો હતો, ત્યારે તે મને ત્યાં મળી હતી અને તે વખતથી અમે પરસ્પર લગ્નથી જોડાવા વચન લીધાં છે' મદન માતાની શરમ રાખ્યા વગર બોલ્યો જતો હતો.

'તારા પિતાની સંમતિ લીધી?' શારદાએ પૂછયું.

'ના, એમાં સંમતિ શું લેવાની.'

'મદન ! શું તું તારો વિચાર નહિજ ફેરવે ?'

'બા ! હવે ગમે તે થાય પરંતુ મારો બોલ નહિ ફરે, હું મારૂં વચન પાળીશ.'

'ભલે, દીકરા તને ગમે તેમ કર.' શારદાએ મદનને માથે હાથ ફેરવતાં કહ્યું.

'પરંતુ બા, તું બાપાને ન સમજાવે ? હું ધારૂં છું કે તે આ વિવાહની વિરૂધ્ધ થશે.'

'ઠીક, હું તેને સમજાવીશ' કહી શારદા ચાલી ગઇ.

મદનના મગજમાં અનેક વિચારો આવવા લાગ્યા. ઘડીમાં તે તેનું ભવિષ્ય વિચારતો તો ઘડીમાં તે હાલની સ્થિતી જોતો. તે આમતેમ ઓરડામાં આંટા મારતો હતો, કોઈક વખત એક દીવાનાની માફક બડબડયા કરતો. 'બાપા મને રજા આપશે ? નહિ આપે તો મારે કયાં પરવા છે ?' તે મનમાં બોલવા લાગ્યો. એટલામાં ઓરડાનું બાર ઉઘડયું. 'ભાઇ આજે બહાર નથી જવું, કયારની ગાડી ખોટી થાય છે.' મદનની બ્હેન કિશોરીએ બારણું ઉઘાડી કહયું. તે સ્વસ્થ થઈ બોલ્યો 'હા, જવું છે બ્હેન, તું નથી આવતી ? ચાલ હું કપડાં પહેરૂં એટલી વાર' કહીને તૈયાર થયો.

મદને ગાડીમાં બેસી ગાડીવાનને ચોપાટી તરફ હંકારવાનું કહ્યું. આજે મદનના મનમાં એકજ વિચાર ઘોળાયા કરતો હતો. ગાડી કઇ તરફ જતી હતી તેનું પણ તેને ભાન ન હતું.

ગાડી ચોપાટી આગળ આવી લાગી. છતાં મદન ઉતર્યો નહિ. તે તો તેના એકજ વિચારના મણકા ફેરવ્યા કરતો હતો. તેના ચશ્મો આગળ હંમેશાં સરોજની પ્રતિમા ખડી રહેતી હતી. 'શેઠ, આપ ચોપાટી આવ્યા છો' ગાડીવાને મદનને કહ્યું. મદન ઉતરીને થોડે દુર રેતીમાં બેઠો.

સાગરના મોજાં મદનના મનને વધારે વિહ્‌વળ બનાવતાં હતા. તે ક્ષિતીજમાં અદ્રશ્ય થતા સુર્યને પલવાર નીહાળી રહયો. આ દ્રશ્ય નિહાળતાં ક્ષણભર તેને વૈરાગ્ય આવ્યો. સંધ્યાએ પોતાનું શ્યામ વસ્ત્ર પૃથ્વિ પર બીછાવવું શરૂં કર્યું હતુ લોકો ઘરભણી વળતા હતા. જયારે સંપુર્ણ અંધકાર છવાયો ત્યારે મદન એક છાકટાની માફક ડોલતો ગાડી આગલ આવ્યો, ગાડી શારદા ભુવન તરફ ચાલી. મદન પગથીઆં ચઢતો હતો ત્યારે કીસોરી હીંચકે બેસી શંકરની આરતી ગાતી હતી "બ્હેન, બાપા બ્હારથી આવ્યા?" આવતાં વારજ મદને આ પ્રશ્ન પુછવાથી કીશોરી કંઇક વિસ્મય પામી. "ના, ભુખ લાગી હોયતો રસોઇ તૈયાર થઇ ગઇ છે," કીશોરીએ મજાક કરતાં કહ્યું.

થોડીવારમાંજ દ્વારકાદાસ શેઠ આવ્યા. બધા સાથે વાળુ કરવા બેઠા શેઠને ખુશમીજાજમાં જોઇ શારદાએ વાત કાઢી. "તમે માનસો? મનેતો મદનની વહુ જરા પણ ગમતી નથી, એ આવો ભણેલો અને તે તદ્દન અભણ એ કેમ બની શકે ?"

"તેમાં શું થયુ ? દ્વારકાદાસે પ્રત્યુત્તર આપ્યો. વહુ કેવી ડાહી કે આવતાંવારજ આખુ ઘર સંભાળી લે એવી છે. મદનના સાસુ સસરા કેવાં વિનયી અને સાદાં છે, તેવાજ ગુણ તેની પુત્રીમાં હોય એ સ્વભાવીક છે."

"શું ધુળના વિનયી છે? મદન તે દિવસે સાસરે જમવા ગયો ત્યારે ત્યાંનાં રંગ ઢંગ કેવા હતા તે મદનેજ પૂછોની એટલે સમજાશે.' શારદા વાતને રાહપર લાવતાં જુદું બોલી.

"હોય, એતો એમજ ચાલે."

"શું એમજ ચાલે ? ના, ના, મારે એને માટે સુશીક્ષીત અને મોટી છોકરી જોવી છે." શારદાએ જરા આંખ ફેરવી કહ્યું.

"હવે જે થયું તે ખરૂં, હવે વેવિશાળ ફરે એમ નથી. મારૂં વચન હું તોડનાર નથી." શેઠે મક્કમપણે જવાબ આપ્યો.

"તમારે જો મદનનું હીત જાળવવું હોય તો એનો વિવાહ બીજે કરો, પણ અહિં તો હું મારા છોકરાનું લગ્ન કરનાર નથીજ."

મામલો ગંભીર થતો હતો. આ બધો વખત મદન સ્થિર ચિત્તે નીચું ડોકું ઘાલી માતા પીતાની તકરાર જોયા કરતો હતો. માતાની જીત અને પીતાની હાર ઉપર એની મુરાદનો પાયો ચણાતો હતો.

"મારૂં વચન હું કદી ફેરવીશ નહિ, એવું જાણતે તો હું તેઓને વચન ન આપત. આ તને શું ગાંડુ લાગ્યું છે ?" શેઠ તપીને બોલ્યા.

"ગાંડુ તો તમને લાગ્યું છે. ધારો કે તમે એનાં લગ્ન કરો પણ તેથી તમે એમ ધારો છો કે એ સુખી થશે ? કદી નહિ, એ કોઇ ખરાબ રસ્તે ચઢી જશે તો તમારૂં અને મારૂં નાક કપાશે માટે સમજો. હવે મદન મોટો થયો છે એટલે સારા નરસાનો વિચાર એ કરી શકશે." શારદાએ શેઠની સામે ટક્કર ઝીલી.

બધાં ઉદાસ થઇ ઉઠયાં કોઇ કોઇની સાથે બોલ્યું નહિ. શેઠાણી આંખમાંથી આંસુ વરસાવતી હતી. જો બીજી કોઇ વાત હતે તો શેઠાણી શેઠને સમજાવી શકત તો તે તેનું સાંભળતે એવા દ્વારકાદાસ શેઠ હતા પણ તે એક વચની હતા. પોતાના બોલ પુરેપુરા પાળતા. શેઠાણીએ આ બધો રોષ નોકરોપર ઉતારવા માંડયો.

દ્વારકાદાસ શેઠની સ્થિતિ સુડી વચ્ચે સોપારી જેવી હતી. તે પોતાનું હાથે કરી માન ગુમાવતા નહિ, કારણ

કે તે તેની જ્ઞાતિમાં એક પ્રભાવશાળી અને સત્યપુરૂષ લેખાતા હતા. આ કટોકટીના પ્રસંગે તેમનું મગજ બ્હેર મારી ગયું.

ઘરમાં સર્વંત્ર શાંતી હતી. શેઠે મદનને બોલાવ્યો. મદન એક કેદીની માફક નીચે મુખે શેઠની પાસે આવી બેઠો.

"દીકરા! આ વિષયમાં તારો શો મત છે? મારે તારો અભિપ્રાય પુછવો જોઇએ કારણ કે તું હવે સમજુ છે" શેઠે શાંતપણે પુછયું

"મને શું પુછો છો? બાએ જે કહ્યું તે બરાબર છે. હું આ વેવિશાળથી તદન નારાજ છું.

શું એમ ? અરે મુર્ખ! તને તારી બાએ ભંભેર્યો લાગે છે. પણ જરા વિચાર કરી જો કે આવી કન્યા તને મળનાર છે?'

"હાજી, એક નહિ પણ સત્તર એનાથી યે સારી." મદને ખુલ્લા દીલથી જણાવ્યું."

"તે કોણ છે? તેનું નામ શું છે?" શેઠે ક્રોધ કરીને પુછયું.

સરોજ, તે વૃજલાલ બેરીસ્ટરની એકની એક પુત્રી." મદન જુસ્સાથી બોલ્યો.

"તે તારી સાથે નહિ પરણે તો?"

અમે વચન લીધાં છે. અને તેનો પુરાવો જોઇતો હોય તો આ રહ્યો." મહને ખીસામાંથી એક પત્ર કાઢી શેઠ આગલ ધર્યો."

દ્વારકાદાસ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. તે આ તેના નાદાન છોકરા ઉપર ગુસ્સે થઇ બોલ્યા "એ કોનો પત્ર છે?"

"વાંચો એટલે ખબર પડશે."

'શું મારૂં કપાલ વાંચું', ઓ નાદાન છોકરા! મારી આગલ આવી વાત કરતાં શરમાતો પણ નથી? ચાલ, જા અહિંથી.' શેઠના ક્રોધની સીમા નહતી.

'ન વાંચો તો ભલે હું મારૂં ધાર્યું કરીશ.'

'શું' તું તારૂં ધાર્યું કરીશ? શું તું મારી વિરૂદ્ધ જશે? તું મારો દરેક બોલ પાળવા બંધાએલો છે. હું તારો દુશ્મન નથી. હું તારા સુખમાં સુખી માનનાર તારો પીતા છું એ ખ્યાલ લાવ. રામ અને બીજાઓના ચારિત્ર્યો યાદ કર, તેમણે પિતાની આજ્ઞા પાળી કેવી અમર નામના કરી ગયા છે. પણ તને કયાંથી તેનો વિચાર આવે? તને પ્રથમથીજ એવું સુશિક્ષણ અપાયું નથી. તેં પશ્ચિમની વાંદર નકલ કરવામાંજ તારૂં ગૌરવ માન્યું છે. તેં કોઇ દિવસ આપણા પવિત્ર ધર્મને સંભાર્યો છે? કમબખ્ત? યાદ રાખજે કે મારી આજ્ઞામા નહિ રહેશે તો

તારે માઠાં ફળ ચાંખવાં પડશે. હજી મારી શિખામણ માન. તારામાં હજી એક નાહાનની મસ્તી છે. કોઈ દિવસ મને તું યાદ કરશે."

શેઠ આટલું બોલી રડી પડયા હતા. કીશોરી આ જોઇ શેઠના ગળે હાથ વીટાંળી રોવા લાગી. "ભાઇ, આમ શું કરો છો ?" ગરીબ બીચારી કીશોરી પિતાના આંસુ લુછતી આટલા શબ્દો કેમ કરી બોલી શકી.



## પ્રકરણ ત્રીજું.

## " બ્લેક લાઇન કલબ. "



માચખલાના સ્ટેશન પર માણુસોની ભીડ સખત હતી કારણકે અત્યારે દશ પાંત્રીસની ટ્રેન આવવાની હતી થોડીજ વારમાં ધમધમાટ કરતી ટ્રેન પ્લેટફોર્મમાં દાખલ થઇ. લોકોનાં ટોળાં દબ્બામાં ઘુસવાને પ્રયત્ન કરતાં હતાં. આ વખતે એક યુવાન અપટુડેટ પોશાકમાં હાથમાં હેન્ડ બેગ લઇને ઉતર્યો. વ્હાલા વાંચક ! તે કયાં જાયછે તે આપણે જોઈએ. તેણે સ્ટેશન વટાવી ઘોરી રસ્તા તરફ જવા માંડયું.

આ વખતે લોકોની આવજાવ થોડી હતી. વાહનો પણ કોઇકજ જોવામાં આવતાં હતાં. ફકત ટ્રામ એકાદ નજરે પડતી. હવે તેણે ડાબા હાથપર ચાલવા માંડયું; આજુ બાજુ જોઇ સંતાતો છુપાતો એક સાંકડી ગલીમાં પેઠો. આ ગલી એટલી બધી સાંકડી હતી કે એક માણસથી વધારે એકીસાથે સાથે ચાલી શકાતું નહિ. આ ગલી ઓળંગી તે એક ન્હાંના લત્તામાં આવી પહોંચ્યો. આ લત્તો સુમસામ દેખાતો હતો. કેટલાક ફકીરો આમતેમ પડી ઘસઘસાટ ઘોરતા હતા, એ સ્થળેથી જોતાં થોડેક દુર એક નાના મકાનમાં દીવો દેખાતો હતો. આ વ્યકતી તેના દ્વાર પાસે આવી થોડી પળ સુધી વિચાર કરવા લાગી, અંદર તદન શાંત હતું. કોઈક વખત કોઇના ગણગણવાનો અવાજ આવતો હતો. તેણે ધીરેથી દ્વાર પર ત્રણ ટકોરા માર્યા. અંદરથી એક ખોખરો અવાજ આવ્યો. 'બ્લેક લાઈન' બહાર ઉભી રહેલી વ્યતિએ નીશાની આપી. તરત એક રૂસ્ટ પુસ્ટ બેડોળ આકૃતીએ દ્વાર ખોલી તેના મુંખ ઉપર બત્તીનો પ્રકાશ નાંખ્યો. તેને ઓળખી તે જાડા માણસે સલામ કરી. અંદર એક બીજો ખંડ હતો. આ ખંડમાં એકજ વીજળીનો દીવો હતો, તેની નીચે એક મોટા રાઉન્ડ ટેબલ ઉપર દારૂના ગ્લાસો અને સીસા અવ્યવસ્થિત રીતે પડેલા હતા. આ આવનારને જોઇ બધાએ ખુસાલીનો અવાજ કર્યો. તેઓ બધા મળીને સાત જણા હતા.

કબાટમાંથી દારૂના સીસા કાઢી ગ્લાસો ભરવામાં આવ્યા. પ્રત્યેક વ્યક્તિનાં મ્હોં અત્યારે ગંભીર હતાં. અર્ધા કલાક પછી તેઓ ટેબલની આસપાસ બેઠા.

"નવલ આજની મિટીંગનો ઉદ્દેશ શો છે?" એક ચુકલડી માણસે પુછયું.

વ્હાલા વાંચક ! આ મિટીંગમાં આવનાર બીજો કોઇજ નહિ પણ પાપાત્મા નવલ હતો. તે આ કલબમાં છ માસથી જોડાયો હતો, આ કલબ એવા સ્થળે હતી કે કોઇ આ કલબને વિષે જાણતું હતું નહિ. દિવસે અહિં કોઇ આવતું હતું નહિ. મધરાતે આ સાતજણની ટોળી દારૂની રેલમછેલ કરતી હતી. આ ટોળીનો મુખ્ય નાયક કોઇજ નહતો. આવનાર મેમ્બર સંકેત શબ્દ બોલતો ત્યારેજ દ્વાર ઉઘાડવામાં આવતું!

ટુંક સમયમાંજ આ ટોળી કેટલાં કાવત્રાંઓમાં સંડોવાયલી હતી. દરેક મેમ્બરને 'બ્લેક લાઈન'ની હાથ ઉપર નિશાની કરવામાં આવતી હતી કે જે કોઇ દિવસ ભુંસી શકાય એમ ન હતી. આવી નીસાની મેમ્બર તરીકે ઓળખ વાને માટે કરેલી હતી. નવલ તેનો ડાબો હાથ હંમેશાં ઢંકાએલો રાખતો. આજે પણ હંમેશની માફક આ શયતાનો અહીં ભેગા મળ્યા હતા.

"દોસ્તો, આપણે એક જોખમ ભરેલું કાર્ય કરવાનું છે. પરંતુ હાલ તમારી તેમાં જરૂર નથી. પ્રસંગ આવે હું

તમને સૂચના આપીશ. સરોજ નામની ખુબસુરત સ્ત્રી એક ધનવાન પિતાની પુત્રી છે. એ સ્ત્રીએ દ્વારકાદાસ શેઠના છોકરા મદન સાથે મોહબત કરી છે. હવે હું સરોજને મારા તાબામાં લેવા માંગુ છું. હું મદનના આખા કુટુંબને પાયમાલ કરી, મદન અને સરોજ વચ્ચે કંકાસ કરાવી સરોજને હાથપર લઇશ, પછી તેનો પૈસો તે આપણોજ છે. હાલ તુર્ત મદન પાસેથી જેટલું ઓકાવાય એટલું ઓકાવીશ. આજથી આપણે સુસ્ત થઈ બેસી રહેવાનું નથી. હું આવતી કાલે મદનને મળીશ તેને સરોજના ચારિત્ર્ય વિષે વ્હેમી બનાવીશ. એક વાત ધ્યાનમાં રાખજો તે એ કે તેનો મિત્ર સુશીલ કે જે મારી સાથે કોલેજમાં છે તેનાથી સાવચેત રહેજો. કદાચ તેણે આપણી પુંઠ પકડી તો આપણો નાશ કર્યા વગર તે પાછો પડશે નહિ"

"દોસ્ત નવલ, અમે તારા વફાદાર મિત્રો જીવસાટે પણ તને મદદ કરીશું," એક મોટા માથાવાળો બટુકજી બોલી ઉઠયો.

"શાબાશ, હું કાલે મદનને સાથે લેતો આવીશ. એને રમવા બેસાડીશું." નવલે વધારામાં કહયું.

"બંકા, તું આવતી કાલે મોતીજાનને સાથે લઇ આવજે તેનું પણ કામ પડશે" નવલે એક કદાવર પુરૂષને ઉદ્દેશી કહયું. એનું ખરૂં નામ બીહારી હતું પણ એને

સૌ બંકા કહીને બોલાવતા. બીહારી કપટબાજીમાં સર્વથી નિપણુ હતો. ગમે તેવા સંકટમાં તે ગભરાતો નહિ. નવલનો એ જમણો હાથ હતો.

બારને ટકોરે આ મંડળ વીખેરાયું.

## પ્રકરણ ચોથું.

—:o:—

## " શેઠની સંમતિ. "



ભાકરે ક્યારની પોતાના સુવર્ણ કિરણોથી મુંબઇ નગરીને જાગૃત કરી હતી. શીતળ વાયુની લહરી પ્રાણી માત્રને આનંદ આપતી હતી. શારદા ભુવનમાં હજી મદન ઉઠયો ન હતો. હંમેશની માફક આજે શારદા ભુવન કિલકિલાટથી ગાજતું ન હતું. તેમાં શોકનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું.

મદન આંખ ચોળતો ઝરૂખામાં આંટા મારવા લાગ્યો. શેઠનું ગંભીર મુખ જોઇ કોઇ તેની સાથે બોલવા હિંમત કરતું નહિ. થોડીવારમાં નોકર ચ્હા લઈને શેઠ પાસે આવ્યો. શેઠ ચ્હાનો ઘુંટડો ભરે છે એટલામાં પોસ્ટમેને મદનનું

નામ પોકાર્યું. શેઠે પંત્ર લઇ ધારીધારીને જોવા માંડયો. અક્ષર અપરીચિત લાગ્યા. શીરનામું મદનના નામનું હતું. પત્ર ફાડવો કે કેમ એ વિચારમાં શેઠ ગુંચવાવા લાગ્યા. તેને વાંચવાની ઉત્કંઠા વધી. પત્ર ફોડયો.

"પ્રાણેશ્વર...........શેઠ અટકયા. "લાવ જોઉં આ લખનાર કોણ છે?" શેઠે ગણુગણી પત્ર નીચે સહી જોઇ, 'લી. આપની સરોજ'

"બસ, થઇ ચુકયું, છોકરાએ પોતાનું ધાર્યુંજ કર્યું. હવે એને રોકયો રોકાય એમ નથી. ઓ પ્રભુ! આવા પુત્ર કરતાં નહિ હોય તો સારૂ" શેઠે નિશ્વાસ નાંખ્યો.

\+ \+ \+ \+ \+ \+

અગીઆર વાગતાં મદન કોલેજમાં જવા ઉતર્યો. આજે તેણે પિતાની સામું પણ ન જોયું. પિતા પુત્રના મન ઉપર નિરાશાની છાયા વળી હતી. ભોળી શેઠાણી શેઠની આ દશા જોઈ પશ્ચાતાપ કરવા લાગી.

સ્હાંજ સુધી કિશોરીએ પિતાની પાસે બેસી તેને આશ્વાસન આપ્યા કર્યું. "બાપૂ! કયાંસુધી આમ ચાલશે? તમે શું કામ દુઃખી થાઓ છો?" પોતાની લાડકી પુત્રીના અમૃતમય શબ્દોથી શેઠને અત્યંત વ્હાલ છુટતું. "દીકરી! મને લાગે છે કે તુંજ મારૂં નામ રાખશે. મદનતો હાથથી

ગયો છે.” કહી શેઠ આંખમાંથી આંસુ ખાળતા હતા.

કૉલેજમાં પણ મદન સરોજનેજ ટીકીને જોયા કરતો હતો. તેને તેના વગર સંસાર સુનો લાગતો. કૉલેજ છુટયા પછી તે તરતજ તેની પાસે ગયો.

‘ આજે કેમ ઉદાસ દેખાઓછો? મારો પત્ર મળ્યો હતો ?” સરોજે સ્હેજ સ્મિત કરી પુછયું.

“ના હું ધારૂં છું કે તે પિતાના હાથમાં ગયો હશે. વ્હાલી! આપણો પાસો અવળો પડયો છે, મારા પિતા આપણા લગ્નની વિરૂધ્ધ છે.” મદને ખુલાસો કર્યો.

“હવે શુ થશે ? મારા પિતાજીની તો ખુશી છે, પણ આપણા પિતા માનશે ?”

“ઈશ્વર હું તારા વગર જીવી શકવાનો નથી.”

“ વ્હાલા ! તમે તમારા ફાધરને સમજાવી ન શકો?”

“ શું સમજાવું ? બહુ સમજાવ્યા પણ એકના બે ન થયા.” મદને કપાળ પર હાથ થોકતાં કહ્યુ.

આ પ્રેમી યુગલ એક બીજાના હ્રદયના ઉમરા ખાલી કરી છુટું પડયું. જ્યાં સુધી મદન અદ્રશ્ય થયો નહિ ત્યાં સુધી ભોળી સરોજે તેને એકી નજરે નિહાળ્યા કર્યો.

સરોજે તેની માતાને મદન વિષે કંઇક અણસારો કર્યો હતો. તેના પિતા પણ સરોજના મદન સાથે લગ્ન કરવામાં રાજી હતા સરોજ તેની એકની એક લાડકી

પુત્રી હતી. તે તેને જરા પણ ઓછું આવવા દેતા નહિ. પોતે બેરીસ્ટર હતા એટલે જ્ઞાતિમાં પણ એક વિદ્વાન પુરૂષ તરીકે લેખાતા. સરોજના પિતા વૃજલાલ પોતાના આલીશાન જ્યોતિ મેન્શનમાં કુટુંબ સાથે રહેતા હતા.

મદન આજે બ્હાર ન જતાં પોતાના રૂમમાંજ ગોંધાઇ રહયો. રાત્રે વાળુ કરી સુઈ જવાની તૈયારી કરતો હતો એટલામાં કિશોરી એ તેને બુમ મારી 'ભાઇ, બા બોલાવે છે.'

'આવું છું' કહી મદન નીચે ગયો. શેઠ આરામચેર પર આડા પડેલા હતા. તે વિચારમાં ગરકાવ થઈ ગયા હોય એમ લાગતું હતું. પાસે એક નાના ટેબલ પર વાંચવાને માટે નાનું ઇલેકટ્રીક લેમ્પ હતું. શેઠાણી તેની પાસે બેસી પાન બનાવતાં હતાં. મદન આવીને તેની પાસે બેઠો.

'મદન, મને કંકાસ બીલકુલ ગમતો નથી,' ન્યાયાધીશ છેવટનો ચુકાદો આપતી વખતે જેમ ગંભીર આવાજે બોલે છે તેમ શેઠ બોલતા હતા. તેના મ્હોંપર ગંભીરતા છવાઈ હતી. બધા શેઠ શું કહે છે તે ચુપ થઇને સાંભળતા હતા. 'બેટા, છોરૂં કછોરૂં થાય પણ મા બાપથી કાંઇ તેવું થવાય છે? હું મારો મક્કમ વિચાર હજીયે બાજુએ

ન મુકત પણ તેથી કુટુંબમાં કલેશનો વધારો થાત. આથી હું તને સરોજ સાથે પરણવાની રજા આપું છું પણ તે મારા ખરા દીલથી તો નહિજ પણ મારી અનીચ્છાથી. મારો તને આશીર્વાદ છે કે તું ભવિષ્યમાં સર્વરીતે સુખી થજે પરંતુ મારૂં હૃદય તે કબુલતું નથી. કોણ જાણે કેમ મારૂં મન તને અનુમોદન આપતા અચકાય છે. જા બેટા તું અને તારી બા જીતી, હવે તારૂં મન રાજી થયું ?' ગુન્હેગારને જડજ છોડી મુકવાનો હુકમ કરતાં જે આનંદ તેને થાય છે. તેમ મદનના હૈયામાં હર્ષની ભરતી ચઢી શેઠાણીએ પુત્રને છાતી સરસો ચાપ્યો.

'જા બેટા, બાપુને પગે લાગી ક્ષમા માંગ' ભોળી શેઠાણીએ મદનને કહ્યું. નાદાન મદને શારદાનું ન સાંભળતાં સીટી વગાડતો વગાડતો પોતાના રૂમમાં ચાલી ગયો.

'હજી ઉદ્ધતપણુ, આવડો મોટો થયો પણ કંઈ અક્કલ આવી નહિ' દ્વારકાદાસ શેઠાણી તરફ ફરી બોલ્યા. એને જરા શિખામણ આપ. જેટલા ખોટા લાડ લડાવશે એટલો આપણે ભારે પડશે એ યાદ રાખજે.

હશે, આપણે લાડ ન લડાવીએ તો કોણ લડાવે ? શારદાએ મદનનો પક્ષ લેતાં કહ્યું.

'શેઠ નિઃશ્વાસ નાંખી શયન ગૃહમાં ચાલ્યા ગયા.

શેઠાણી ખુશી થઈ મદનના ઓરડા તરફ ફરી.

મદન હજી સુતો ન હતો. તેનું હૈયું અત્યારે હર્ષને હિંડોળે ઝોલાં ખાતું હતું.

'દીકરા કેમ હવે તું રાજી થયો? કાલેજ આપણે તારા વિવાહનું નક્કી કરી અને આજ સાલ લગ્ન કરીશું. ચાલ સુઈજા, સાડાઅગીઆર થયા.'

શારદાએ તેના વાંસે હાથ ફેરવી પુત્ર ભાવ દર્શાવ્યો.

શારદા ભુવનમાં ફરી ખુશાલી પ્રગટી રહી.



## પ્રકરણ ૫ મું.

## "દગાબાજ દોસ્ત"




ટ્રીંગ ! ટ્રીંગ ! ટ્રીંરીરીંગ ટ્રીંગ ટેલીફોનની ઘંટડી વાગી. મદને રીસીવર લઇ કાને ધર્યું. 'એલાવ ! એલાવ! આપ કોણ છો?'

'હું નવલ, આપ કયારે મળશો? નવલે જવાબ આપ્યો.

'હું આજે સાંજે મારી રૂમમાંજ રહીશ.'

'ઠીક, હું ચાર વાગે આવીશ. સાહેબજી, નવલે વાત બંધ કરતાં કહ્યું.

ભોળો મદન દુનિઆના રેંટમાળમાં હજી સપડાયો ન હતો. તે પોતે નિખાલસ હૃદયનો હોઈ પારકાને પણ પોતા જેવાજ માનતો. કોઈના ભરમાવ્યાથી ભરમાઇ જતો હતો ટુંકમાં આ યુવકનુ હૃદય નિષ્કપટી હતુ.

સાંજે ચારના ટકોરે નવલ પોતાના ગોઠીઆ સાથે ડોલતી ચાલે શારદા ભુવનના કમ્પાઉન્ડમાં દાખલ થયો. નવલનો આ ઠીંગુસ સોબતી ચપળ અને બટક બોલો હતો. દરેકની તે કટાક્ષ કરતો. નવલ એને લહેરી કહી બોલાવતો. આ લહેરી લાલની ચાલ જોતાં ઘણાંને હસવું આવતું. એની આંખો તિક્ષણ અને ઝીણી હતી, તે બતાવતી હતી કે તેનામાં લુચ્ચાઇ અને હોંશિયારી હતી. તે તેની ખુંદને લીધે વધારે બેડોળ લાગતો.

શારદા ભુવનમાં આવતાં સામી નવલની બેન કિશોરી મળી. લહેરીને જોઇ કિશોરીએ મહા મહેનતે હસવા ઉપર કાબુ મેળવ્યો.

"મદનભાઇ છે કે?" નવલે કિશોરીને ધારી ધારીને જોતાં પુછયું.

'હા, એની રૂમમાંજ બેઠા હશે, ઉપર જાઓ!' કિશોરીને નવલની ચાલ ઠીક ન લાગી. નવલ તેને કામી દ્રાષ્ટએ જોતાં જોતાં ઉપર ચાલ્યો ગયો.

"વેરી ગ્લેડ ટુ સી યુ માઇ ડીઅર મદન! હાઉ આર યુ?" નવલે મદનને તેની રૂમમાં પેસતાં કહ્યું.

'આવો, આવો, હું તમારીજ રાહ જોતો હતો.' મદને આવકાર આપતાં કહ્યું.

ત્રણે જણા એક રાઉન્ડ ટેબલ પાસે બેઠા.

'અમારા ખાસ મિત્ર છે. રૂના દલાલ છે.' નવલે ઢીંગુસની સાથે મદનને ઓળખાણ કરાવતાં કહ્યું.

'એમકે ? ચાલો ઠીક થયું, એમને પણ સાથે લેતા આવ્યા માટે હું રાજી થયો છુ" મદને આનંદ દર્શાવતાં કહ્યું.

'હાજી ચાલો નવલભાઈના મિત્રને મળી આવીએ' લહેરીએ સ્મીત કરતાં કહ્યું.

ઢીંગુસની નજર ચારે તરફ ફરતી હતી. તેની દાનત આ રાચ રચીલું જોઈ બગડી હતી. તે ખીસા કાતરવામાં તો એકકો હતો.

'મદનલાલ ! આપના લગ્ન ક્યારે છે?' નવલે પુછયું.

'હું ધારૂં છું કે એક માસ પછી થશે.' મદને જવાબ આપ્યો.

'કેમ ! સેવકને યાદ કરશો કે નહિ ?' લહેરીએ મ્હોં મલકાવી પુછયું.

'વાહ વાહ, એમ હોય ! તમે તો પહેલા.' મદને પણ ટોળમાં કહ્યું.

'મદનલાલ! સુશીલ હમણાં આપને મળે છે કે નહિ? એ તદ્દન વિચિત્રજ પુતળુ છે' નવલે વાત ઉપાડી.

'લગભગ આઠેક દિવસ થયા મને મળ્યો નથી.' મદને નિખાલસ દીલે જવાબ આપ્યો.

'હા ભાઇ, મોટા લોક એટલે મિત્રને મળવાની પણ પુરસદ કયાંથી મળે!' ઠીંગુસે ટાપસી પુરી.

'મી. મદનલાલ જરા આવો, કારણકે હું તમને તમારા ફાયદાની એક વાત કહેવા ઈચ્છુ છું, જોકે આ વાત મારે તમને કહેવી ન જોઈએ છતાં મિત્રની ફરજ આડે આવે છે એટલે મારે તમને ખુલ્લું જણાવવુંજ જોઈએ.' નવલે પોતાનો પાર્ટ ભજવવા માંડયો.

'શું છે?' મદન આશ્ચર્ય પામ્યો. 'નવલ તું મને તમે કહીને ના બોલાવ. આપણે એક સરખી વયના મિત્રો છીએ એટલે મને એવા મોટાઈના શબ્દો પસંદ નથી. તારે જે કહેવું હોય તે કહે, હું ખુશીથી સાંભળીશ.'

સાંભળ ત્યારે, સુશીલ મને સારો માણસ લાગતો નથી. એ સરોજ સાથે બહુ છુટથી વાત કરે છે પણ સરોજ તેને ગણકારતી નથી.

'નહિ, દોસ્ત, તું ભુલે છે, સુશીલ એવો હોયજ નહિ. મને તેનો ભરોસો છે.'

"મિત્ર, તને ખરૂં કહું છું, તું એની ચાલ ચલગત તપાસજે પછી મને કહેજે. એ અહિં શું શું ધંધાઓ કરે છે એની તને ખબર નથી."

"હાજી, તમારા જેવા સારા માણસે એવાની સોબત નજ કરવી જોઇએ." ઢીંગુસે મસ્કો ચોપડયો.

મદનને પોતાના મિત્રનું બુરૂં બોલનાર લહેરીને એક તમાચો ખેંચી કાઢવાનું મન થયું, પણ સ્વાર્થી, લુચ્ચી અને મતલબી દુનિયામાં દુષ્ટોની "સોનેરી જાળ" આગળ હમેશાં ભોળા અને ખુલ્લા દીલના સ્ત્રી પુરૂષો જેમ પાણીમાં નાંખેલી ખાંડ ટુંક સમયમાંજ પીગળી જાએ છે, તેમજ પીગળી જઈ લુચ્ચાઓની "સોનેરી જાળ"માં ફસાઇ જાએ છે, તેમજ આ મદનની બાબતમાં પણ થયું હતું. થોડાક વખત પછી નવલ મદનને તેની કલબમાં લઇ જવા મોટરમાં બેસી ઉપડી ગયો

——:o:——

## પ્રકરણ છઠું.

## "મદન નવલ જોડે."



સ્તામાં નવલ તેની કલબના બણુગાં ફુંકતો હતો. મોટર ભાયખલાના રસ્તા ઉપર આવતાં તઓ ઉતરી પડયા, અને તે સાંકડી ગલીમાં ગયા. આ ગલી જોઈ મદનના જીવને કચવાટ થયા, પણ નવલે બ્હાનું બતાવ્યું કે હાલ જગ્યા મળતી નથી તેથી આવી જગ્યાએ કલબનું મકાન રાખ્યું છે. કલબ આગળ

આવી; નવલે દ્વાર ઉપર ટકોરા માર્યા. દ્વાર ઉઘડતાં તેઓ અંદર ગયા. મદનને અંદરનું રાચરચીલું જોતાં કંઇક ખેદ થયો. મદનને એક ખુરસી ઉપર બેસાડી લેમનનો ગ્લાસ આપ્યો. તેઓએ થોડી વાર સુધી વાતના તડાકા માર્યા, પછી નવલે લહેરીને પૂછ્યું, "લહેરી, હજી સુધી પેલાઓ કેમ આવ્યા નથી?"

"આવતા હશે, નહિ તો કંઇક કામમાં રોકાયા હશે." લહેરીએ જવાબ આપ્યો. આજ વખતે દ્વાર ઠોકાયું. "બ્લેક લાઇન" બહારથી અવાજ આવ્યો. નવલે દ્વાર ખોલ્યું.

"આવો, દોસ્તો તમારીજ રાહ જોતા બેઠા છીએ." નવલે તેના ગોઠીઆઓને જોઇને કહ્યું.

"આ મારા પ્રીય મિત્ર મી. મદનલાલ છે, એમનો સ્વભાવ બહુ મળતાવડો છે." મદનની ઓળખાણ આપતાં નવલ બોલ્યો. બધાએ મદનની સાથે હસ્ત ધૂનન કર્યું.

"દોસ્તો! હવે કંઇક મ્યુઝીકનો આરંભ કરીએ તો ઠીક. મી. મદનલાલ આવ્યા છે એટલે ઠીક મઝા આવશે. મી. મદનલાલ પણ પેટી વગાડતાં જાણે છે." નવલે પ્રસ્તાવના કરી.

"એમ! ત્યારે સોનાથી પીળું. ભલે, મી. મદનલાલ આવો, બીરાજો આ ખુરશી ઉપર." નવલના મિત્રોએ મદનને પેટી વગાડવા કહ્યું. મદન તરતજ હસ્તે ચ્હેરે હાર્મોનિયમ વગાડવા બેઠો. ધીરે ધીરે તે ખીલવા માંડયો. બધા "વાહ વાહ" ના પોકારો કરી મદનને ખુશ કરતા હતા. મદનના ગાયને બધાને ગુલ્તાન બનાવી દીધા. ગાયન પુરૂં થયું એટલે ઠીંગુસ બોલ્યો, "નવલ આ વખતે કોઈ નાચનારી હોય તો મઝા આવે. આજે મી. મદનલાલ આપણા મ્હેમાન છે, એટલે એમને ખુશ કરવા કંઇ પણ આપણે કરવું જોઇએ." "હા, ખરૂં કહ્યું." નવલ બોલ્યો. "બંકા, આપણે તે દિવસે મોતીજાનનું સંગીત સાંભળ્યું હતું તે કેવું મધુરૂં હતું! તારાથી બને તો તેને તેડી લાવ."

"ઓહો, હમણાંજ લાવું. તે ગાવામાં ઉસ્તાદોને થપ્પડ મારે તેવી છે." લહેરી આંખમીચામણાં કરી બોલ્યો.

નવલે કંઈક બંકાના હાથમાં મુકયું, તે લઇ તે તરતજ બહાર ચાલ્યો ગયો.

મદન આ બધું જોઈ આનંદ પામ્યો. તેનો હર્ષ માતો ન હતો. તે તો આ પાપાત્માઓને પોતાના સમજવા લાગ્યો. ભોળા મદનને અત્યારે સરોજ પણ વિસ્મરણ થઇ હતી.

કલાક પછી બંકો એક ખુબસુરત ગુણીકાને લઇ આવ્યો. આવતાંનીજ સાથે તેણે નીચા વળી બધાને સલામ કરી. એક સિતારનો તાર તૂટે તેમ મદનના હૃદયમાં આંચકો લાગ્યો.

હવે કોઇ આવનાર બાકી ન હતું, એટલે નવલનો હુકમ મળ્યાથી ઉસ્તાદોએ સારંગીના સુર મેળવવા માંડયા. અર્ધા કલાકે સાજ તૈયાર થયા કેડે નૃત્યીકાએ ઉભી થઇ નાચ શરૂ કર્યો. તાલ સહિત પડતો તેના પગનો ઠેકો હરેકના મન વિહ્વળ બનાવી દેતો. તેના ઘુઘરાના ઝમકારથી પ્રત્યેકના કાનમાં અમૃત રેડાતું હતું. તેના બે નાચોથીજ મદનનું મન પ્રફુલ્લિત થયું, ત્યાર પછી તેને ગાવાનો હુકમ કરતાં તે નીચે બેસી ગાવા લાગી.

મધરાત થવાને થોડી વાર હશે. નૃત્યીકાએ સુરીલા કંઠે આલાપ શરૂ કર્યો. તે સુરે હરેક વાજીંત્રો સાથે ભળી જઇ પ્રેક્ષકોનાં મન રીઝવ્યાં. સમય થતાં તેણે ભેરવી ઉપાડી, તબલચીએ ગાયીકાને ઉત્તેજીત કરવા તબલાની થાપ આપી. બધા એક દ્રષ્ટિએ તેનો ચ્હેરો નિહાળી તેના સૂર ઉપર ભાન ભૂલ્યા હતા. “વાહ વાહ ! અચ્છી સુનાઈ” ના પોકાર સાથે ગાયન પુરૂં થયું. “મોતીજાન ! મોતીજાન ! શાબાશ, તું કમાલ કરનેવાલી વ તબિયેત ખુશ કરનેવાલી હુરે હીંદુસ્તાન વ નુરે–વતન હય. હજી દુસરા બી હોને

દીજીયે." મોતીજાને "બોત અચ્છા સાહબ" કહી ગાવું શરૂ કર્યું. નવલ મદનની પાસેજ બેઠો હતો. તેણે મદનને કહ્યું, "આ ગાનારીનો જોટો આખી મુંબઇમાં મળે એમ નથી. એ પહેલાં આગ્રામાં ગાવાનું કામ કરતી હતી. ત્યારપછી મુંબઇમાં પોતાની કળા દર્શાવવા આવી છે. એના તો સ્ટેજ પર જલસા પણ થાય છે." મદને હસીને ડોકું ધુણાવ્યું. "આફ્રીન! કહી ઠીંગુસે એક રૂપીઓ મોતીજાન તરફ ફેંકયો. આ જોઈ બીજાઓએ પણ તેમ કર્યું. નવલે મદનને બતાવવા પાંચ રૂપીઆ મોતીજાનને આપ્યા. મદને પોતે ધનવાન છે એવું દર્શાવવા દશ રૂપીઆ તેને આપ્યા, જે તેણે કટાક્ષ કરી સલામ કરી લીધા.

મદન તેનો મીઠો સરોદ સાંભળી મોહ પામ્યો. નવલ મોતીજાનના તેની આગળ વખાણ કર્યે જતો હતો.

બાર વાગ્યા ને મોતીજાને સોહીણીના સૂર કર્યા. જેમ મોરલી વાગતાં નાગ ડોલે છે તેમ તેઓ ડોલવા લાગ્યા. મોતીજાનના મધૂર કંઠે પ્રત્યેકનાં મન હરી લીધાં. મદન હજી તેના ગાયનો વધારે ને વધારે સાંભળવા ઉત્સુક હતો. હજી તે આટલેથી સંતોષ થયો ન હતો. ગાયન પુરૂં થયું એટલે કેટલાકોએ પોતાના ઘર તરફ વળવાની નવલ પાસે રજા માંગી. "હવે જવાય છે, આટલું એક ગાયન

સાંભળીને જાવો.” નવલે કહ્યું. મદન તો તેનાં મધૂર કંઠ ઉપર કુરબાન હતો. સેતાનોની “સોનેરી જાળ” માં મદન ધીમે ધીમે ફસાતો હતો, તેનું એ બિચારાને ભાન કયાંથી હોય ?

ફરી એક બીજું ગાયન શરૂ થયું. તે પુરૂં થયા બાદ નવલની ટોળી સિવાયના જેઓ આવ્યા હતા તેઓ ચાલ્યા ગયા, હવે ફકત નવલ મદનના ગોઠીઆઓ સાથે રહ્યા હતા.

“મોતીજાન! મોતીજાન! તુમેરે નામ, વ ખુબસુરતી વ ગાનેપે દુનિયા કુરબાન હય.” નવલે તેને શાબાશી આપી.

“આપ શેઠીયોંકી મેહેરબાની.”

“મોતીજાન, એ શેઠ સાહેબ તેરે કંઠપે બ્હોત ખુશ હુવા હય.” નવલે વધારામાં કહ્યું.

“મેરી પાસ એસી ચીઝો બીશ્યાર હય, આપ સુનનેકા ઈરાદા કરો તો એક રોઝ મેરે મકાનપે આનેકી તકલીફ લીજીયે, વમેં આપકું ખુશ ખુશ કર ડાલુંગી.”

“અચ્છા! હમ દોનો એક રોઝ તેરે વ્હાં ગાના સુનને કે લીયે આનેકા ઇરાદા રખતે.” મદન બોલ્યો.

“તેરા પત્તા મુઝે દે.” નવલે તેનું શરનામું પુછયું.

"ફ્રેંચ બ્રીજ, ડાવે હાથકી પહેલી ગલીમેં આસમાની રંગકા દુસરા મકાન હૈ, ઉસકે દુસરે મજલેમેં મેં રહેતી હું. આપ જરૂર આઇએ. આપ મેહેરબાનોકે કદમ મેરે મકાનમે હુવે તો મેરા મકાન પાક હોજાવે" તેણે આછું સ્મીત કરતાં કહ્યું.

તેણે જવા માંડયું ત્યારે નવલે તેના હાથમાં પાંચ રૂપીઆ મુકયા, મદને પણ રૂા. ૧૦ ની નોટનો કટકો આપ્યો. પુરૂષો તો નારીઓના ચાળા, લટકા અને ભપકા ઉપર દીવાના થઇ, પોતાનું તન ધન પણ કુરબાન કરી, ઘણીક વખતે પોતાની આબરૂને પણ સંસાર સાગરના ખડક સાથે અથડાવાનું કરે છે, અરે પુરૂષોને કયાં ખબર છે કે "નારી કરે ચાળા, તો ફસે મરદ બિચારા." મદનને અને નવલને સલામ કરી ઉસ્તાદોની સાથે આ અજબ અવનિની અજબ દારા ચાલી ગઈ.

તેના ગયા પછી નવલે મદનને પુછયું. "મદન! આપણે આવતા રવિવારે રાત્રે આઠ વાગે એને ત્યાં ગાયન સાંભળવા જઇશું, કેમ! આવશોને?"

"હા આવીશ. એમાં શું?" તેણે હા પાડી.

નવલના દોસ્તો પણ ધીરે ધીરે વીખેરાવા માંડયા. નવલ મદનની સાથે બ્હાર જવાને તૈયાર થઇ, ટેક્ષી

નહિ મળવાથી એક વિકટોરીઆ ભાડે કરી સ્ટેશન ઉપર નવલ મદન આવ્યા, તેજ વખતે ટ્રેન ઉપડવાની વ્હીસલ વાગી. તેઓ બંને જોશભેર દોડી ટીકીટ લઇ ચાલતી ટ્રેને ચઢી બેઠા.

રાત્રિનો અંધકાર ભેદતી ટ્રેન આગળ ધસ્યે જતી હતી. સર્વત્ર શાન્તિ હતી. માત્ર એનજીન અને ટ્રેનનો ધમધમાટ શાન્તિનો ભંગ કરતો હતો. નવલ બારીક દ્રષ્ટિથી મદનનો ચ્હેરો તપાસતો હતો. ત્યારે મદનના મનમાં અનેક ભાંજગડ થતી હતી. તેના હ્રદયમાં અનેક ગુંચલા વળવા લાગ્યાં. 'હું ઘેર જાઉં છું પણ દરવાજો બંધ હોય તો મ્હારે શું કરવું? બાપુ જાણશે કે આટલો મોડો આવ્યો તો? ભલે જે થાય તે ખરૂં.' એમ મન વાળી તે નિશ્ચીત થઈ બેઠો.

સ્ટેશન આવી પહોંચ્યું, તેઓ બંન્નેએ ઉતરીને, એક એકને શેકહેન્ડ કરી છુટા પડયા. મદને ગાડી કરી વાળકેશ્વર તરફનો રસ્તો લીધો. જ્યારે ગાડી શારદાભુવન આગળ આવી પહોંચી ત્યારે તેના પેટમાં ધાસકો પડયો. તેણે ગાડીવાનને પૈસા આપી પોતે દરવાજાપાસે અંદર નિહાળતો ઉભો. તેને ચિંતા થવા લાગી કે અત્યારે દ્વાર કોણ ઉઘાડશે? ભૈયો અત્યારે ત્યાં હશે કે નહિ? તેના

પગો ધ્રુજવા લાગ્યા. કમ્પાઉન્ડના દરવાજા આગળ આવી ભૈયો ત્યાં છે કે નહિ તે બારીકીથી જોવા લાગ્યો. બધે અંધકાર હતો. મધ્યરાત્રિની શાંતી તેને વધુ ડરાવતી હતી. સ્હેજ અવાજ થતાં તે ચમકતો. દુર વૃક્ષનું થડ જોઇ તેને ભુત માનતો. તેની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યા. આ વખતે સમુદ્રના તોફાની મોજાંઓના અવાજ ચોકમા સંભળાતાં હતા.

મદનના મનમાં અનેક વિચારો ઘોળાવા લાગ્યા. 'હુ અહીં ઉભો છું તે કોઇક જોશે તો નકિક મને બદમાસ માનશે. અત્યારે હું કોઇ મિત્રને ત્યાં પણ કેવી રીતે જઇ શકું ? લાવ જરા દરવાજા ઠોકી જોઉં. ભૈયો જાગતો હશે તો તરવજ આવશે.' આમ વિચાર કરતાં તેણે દરવાજો ઠોકયો પણ કોઇ આવ્યું નહિ. બીજીવાર દરવાજો હચમચાવ્યો.

'કૌન હય ?' બાગમાંથી અવાજ આવ્યો.

'દરવાજા ખોલો'! મદન બ્હીતાં બ્હીતાં બોલ્યો.

ભૈયો લાંબી ડાંગ લઇ દરવાજા પાસે આવ્યો.

'કોન? કયા કામ હય ?' તેણે ઘોઘારી અવાજે કહ્યું.

'દેખો મૈં કોન હુ'' મદને બેટરીનો પ્રકાશ પોતાના ચ્હેરાપર નાંખ્યો.

'શેઠ! આજ બ્હોત દેર લગી!' ભૈયાએ આશ્ચર્ય પામી પુછ્યું.

"જાસ્તી બાત મત કરો." મદન ઉસ્કેરાઇ બોલ્યો.

ભૈયાએ દરવાજો ઉઘાડયો. તે ઉતાવલે પગે દાદર આગળ આવી પહોંચ્યો. ધીરે પગલે ઉપર આવી પોતાના ઓરડા તરફ જવા લાગ્યો.

એજ ક્ષણે બે બીલાડીઓ એક એકની સામે ઘુરકયાં કરતી હતી. આ અવાજથી કિશોરી જાગી ઉઠી, પોતાના રૂમનું દ્વાર ખોલી બહાર આવી.

"કોણ છે એ ?" તે અંધારામાં મદનને જોઈ ગભરાઇ ગઈ.

"બેહન ! મોટેથી ના બોલ, એતો હું તારો ભાઇ મદન છું." મદને કિશોરીના મ્હોએ હાથ દીધો.

'કેમ ભાઇ બહુ આજે મોડા આવ્યા ? કયાં ગયા હતા ?' કિશોરીએ ઉપરાસાપરી પ્રશ્નો પુછયા.

"મારા એક મિત્રની વર્ષગાંઠ હોવાથી હું ત્યાં ગયો હતો." મદને બ્હાનું કાઢયું.

"બ્હેન ! આજે હું તારી રૂમમાંજ સુઇશ કારણ કે મારી રૂમનું દ્વાર અંદરથી બંધ હશે."

મદનના ઓરડાનું બીજું દ્વાર લાઇબ્રેરી હોલમાં પડતું હતું. અને લાઇબ્રેરી હોલ પણ બંધ હતો.

“ભલે, ભાઈ કપડાં ઉતારી જલ્દી સુઈ જાઓ, કેટલું મોડું થયું? હવે આટલું મોડું ના કરતા. જવું હતું તો બાપૂને કહીને જવું હતું ને! કે તમારી રૂમ અંદરથી બંધ નહિ કરત.”

“ચાલો, હવે હું દરરોજ વ્હેલો આવીશ, હવે આપણે ઉંઘી જઇએ.” મદને ટુંકમાંજ પતાવ્યું.

અર્ધા કલ્લાકમાં તો મદન નિંદ્રાવશ થયો.

## પ્રકરણ સાતમું.

## “ વિવાહની વધામણી.”



સાડા આઠ વાગ્યા છતાં મદન ઉઠયો ન હતો. તેની આંખો ગઇ રાત્રિના ઉજાગરાને લીધે લાલચોળ થઇ ગઇ હતી. તે મહા મહેનતે થોડીવાર પછી ઉઠી શકયો.

“મદ....ન!” નીચેથી શારદાએ બૂમ મારી.

“આવ્યો.” કહી મદને ઉતાવળથી દાતણ કરી લીધું, અને નીચે ગયો.

મદને નીચે જઇ જોયું તો શેઠ ગોરમહારાજની સાથે વાતો કરતા બેઠા હતા.

"મહારાજ! ત્યારે બીજું કયું સારૂં મૂહુંત છે?" શેઠે મહાજને પુછયું.

"શેઠ! ફાગણ શુદ પાંચમનું મૂહુંત સારૂં છે." મહારાજે કહ્યું.

"આજેજ આપણા વેવાઇ વૃજલાલને મહારાજ સાથે કહેડાવી દો" શેઠાણી વચમાં બોલી ઉઠી.

મહારાજને દક્ષિણા આપી વિદાય કર્યા.

"બેટા! તારાં લગ્નનું મૂહુંત ફાગણ શુદ પાંચમનું છે."

"એક માસ બાકી છે. માતા તમે વૃજલાલને કહેવડાવ્યું તો હશે?" મદને પુછયું.

"હા, તેતો બીચારા તૈયારજ છે, વિવાહનું કહેણ પ્રથમથીજ મોકલ્યું અને તેની 'હા' નો જવાબ પણ આવી ગયો હતો" શેઠાણી બોલી.

મદન હરખાયો. હવે સરોજ ટુંક સમયમાં તેની થશે એ જાણી તેનું મન પ્રફુલ્લિત થયું. પણ સંસારના વિકટ સાગરમાં કે જ્યાં કરોડો વ્હાણો ખડકો સાથે અથડાઇ, અનેક નિરાશા, હાર, મુશ્કેલીઓ અને અનેક જંજાળો ભવિષ્યમાં ખમવી પડશે, તેનું આ બિચારાને આજે ભાન

ક્યાંથીજ હોય? ન્હાનું બાળક જેમ નવા રમકડાને જોઇ રાજી રાજી થાય છે, તેમજ આજે મદન પણ રાજી થતો હતો.

આજે રોજના કરતાં કૉલેજમાં વ્હેલો ગયો, કારણ કે તે સરોજને આ વધાઈ કહેવાને બહુ ઇંતેજાર હતો. કૉલેજમાં પહોંચ્યા બાદ અર્ધા કલાક પછી સરોજ આવી. દુરથીજ એકબીજાને નેત્રોએ સામ સામે આવકાર દીધો.

"સરોજ! તને એક વધાઇ કહું." મદન ખુશી થતો બોલ્યો.

"હું પણ તમને એક નવીન વધાઇ કહું." કહી સરોજ ખડખડાટ હસી પડી.

"ત્યારે તું શું જાણે છે?"

"તમારા કરતાં વધુ નથી જાણતી."

"સાંભળ ત્યારે, આપણું લગ્ન ફાગણ શુદ પાંચમનું ઠર્યું છે"

"એ તો મને ખબર છે." સરોજે સ્મીત કરી કહ્યું.

"લુચ્ચી! ત્યારે મને શું પુછે છે?" મદને લાડથી સરોજને ટપલી મારી.

આહા! વ્હાલા વાંચક! આ યુગલનો હાલનો પ્રેમ કેવો દૈવીક હતો! જો આવોજ પ્રેમ મદનને શારદા પ્રત્યે હોત તો આ વાર્તા કંઇ જુદાજ રૂપે લખાત.

તેઓ બંન્ને પોતપોતાના ક્લાસમાં ચાલ્યા ગયાં.

કૉલેજ છુટતાંજ મદન પોતાની મોટરમાં બેસી ઘેર આવ્યો, કારણ કે આ વખતે ગોર મહારાજ તેના સસરા તરફથી ખુશ વધાઇ લાવવાના હતા. થોડીવાર સુધી મદને ગોરની રાહ જોઇ પણ ન આવ્યા. તે તેની કાગને ડોળે રાહ જોવા લાગ્યો.

થોડા વખતમાંજ ગોર મહારાજ આવ્યા. "બા, લ્યો, વધાઇ લાવ્યો છું. વૃજલાલ શેઠે ફાગણ શુદ પાંચમનું મૂહુર્ત કબુલ્યું છે." ગોરે વધામણી આપતાં કહ્યું.

"ચાલો, બહુ આનંદની વાત છે." કહી શેઠાણીએ બ્રાહ્મણના હાથમાં દશ રૂપીઆ મુકયા, તે લઈ મહારાજ આશીર્વાદ દઈ ચાલ્યા ગયા.

જનેતા, એ બાલકોનું શુભ ઈચ્છનારી દેવી છે. તેનો પોતાના બાળકો પ્રત્યેનું વાત્સલ્ય, પતિ પત્નિનો પ્રેમ, ભાઇ બ્હેનનો પ્રેમ, પિતા પુત્રનો પ્રેમ વગેરે કરતાં શ્રેષ્ટ છે. જનેતા પોતાનું જીવન બાળકોના શુભાર્થેંજ અર્પે છે, તેમજ શારદા પોતાના પુત્રના લગ્નની વધાઇ સાંભળી હર્ષ ઘેલી થઇ. સગાં સ્નેહીઓમાં સાકર વ્હેંચાઇ, અને અત્યારથીજ શારદા લગ્નની તૈયારી કરવામાં ગુંથાઇ.

શારદાએ મદનને વધાઇ કહી. મદનની આંખમાં હર્ષના આંસું આવી ગયાં. તે કપડાં પ્હેરી બહાર જવા

નીકળ્યો, જતી વખતે કિશોરીએ તેને કહ્યું, "ભાઇ ! કાલ જેટલું મોડું ના કરતા." આ શબ્દોએ મદનના હૃદયને આઘાત થયો. તેને ગઇ રાત્રિનો પ્રસંગ યાદ આવ્યો.

તેના ગયા બાદ નવલ આવ્યો. તે એકલોજ હતો. આજે પૂર ભપકામાં હતો.

"મી. મદનલાલ ઘરમાં છે કે ?" તેણે કિશોરીને મુખ મલકાવી પુછ્યું.

"ના, હમણાજ બ્હાર ગયા." તેણે ઉત્તર આપ્યો.

"ઉભા રહો ભાઇ, લ્યો સાકર ખાઓ. મદનના વિવાહ વૃજલાલની પુત્રિ સાથે થયા છે." શારદાએ નવલને સાકર આપતાં કહ્યું.

નવલે સાકર લીધી, પણ મ્હોંમાં મુકવાનું મન ન થયું. તે ઇર્ષાની આગથી બળવા લાગ્યો. શારદાને બતાવવા સાકરનો એક ગાંગડો મોઢામાં નાંખ્યો. તે પાછો વળ્યો. જતી વખતે તે શારદા ભૂવન તરફ મુક્કી ઉગામી બોલ્યો, "મદન યાદ રાખજે, હું તને હવે સુખે બેસવા દેનાર નથી. સરોજને પરણીને તું સુખી થશે એ ખ્યાલ તજી દેજે. આ કાળો નાગ તારી પાછળજ ભમતો રહેશે." અંતે તે જમીન પર પગ પછાડી ગુસ્સામાં ચાલ્યો ગયો.



## પ્રકરણ આઠમું.

### " મદનના લગ્ન."



આ જે જ્યોતિ મેન્શનમાં અપૂર્વ ઠાઠમાઠ દેખાતો હતો. તેને સુંદર ઝાડપાનોથી શણગારવામાં આવ્યું હતું. એક જંગી માંડવો તેના બહારના ભાગમાં ઉભો કરેલો હતો તેને પણ ઝુંમરો, હાંડીઓ વગેરે આકર્ષક ચીજોથી દીપાવ્યો હતો. અત્યારે તેમાં ઈંગ્લીશ બેન્ડનો સુંદર સરોદ સંભળાતો હતો. મકાનમાં પુષ્કળ માણસો ઉભરાતાં હતાં. જાણે કોઇના લગ્ન થવાનાં હોય તેવોજ જોનારાને આભાસ થતો. કમ્પાઉન્ડની બહાર મોટર અને ગાડીઓની હાર બંધાઇ હતી.

આજે વૃજલાલની પુત્રી સરોજનાં લગ્ન હતાં. મદનના વિવાહની વાત થયાને આજે બે મહીના વીતી ગયા છે. આજે ફાગણ સુદ પાંચમ હતી મદન અને સરોજનું ભાવિ આજથી એક થનાર હતું. આજથીજ સંસારનો શેત્રંજ ખેલવાની તેઓની તૈયારી હતી.

સરોજ તેની બ્હેનપણીઓ સાથે વાર્તાલાપ કરતી, ઘડીકમાં ખુશ થતી આમતેમ ફરતી હતી. તેના મુખ ઉપર આજે યૌવને પુરેપુરો રતાશ આણ્યો હતો.

જ્યારે બીજી તરફ વાલકેશ્વરનું શારદા ભૂવન મહેમાનોના ઘોઘાટથી અને વાજીંત્રોના નાદથી ગાજી રહ્યું હતું. દ્વારકાદાસ શેઠે પોતાનો લાઇબ્રેરી હોલ સારી રીતે શણગારયો હતો હોલની દીવાલો ઉપર આરસાઓ લટકાવી દીધા હતા. ઠેર ઠેર વીજળીના દીવાઓ અને પંખાઓ રાખવામાં આવ્યા હતા. મહેમાનોને સુવા બેસવાને માટે બીજે માળે એક મોટો ઓરડો રાખવામાં આવ્યો હતો. શેઠના નોકરો પરોણાઓને કંઇપણ અગવડ ન પડે, તેનું ખાસ ધ્યાન રાખતાં. આજે નોકરોમાં પણ સંપૂર્ણ આનંદ પ્રસરી રહેલો હતો. તેઓ પોતાના નાના શેઠને જોઇ ખુશી ખુશી થઈ જતા હતા.

બાગમાં ફરતાં બધી જગ્યાએ સુંદર પુલોના ઝાડો નજરે પડતાં હતાં. શેઠે કાબેલ માળીઓને રાખી બાગ ઘણોજ સુધરાવ્યો હતો. બાગની વચમાં એક મોટું બેન્ડ સ્ટેન્ડ હતું. તેના પર આખો દિવસ મધૂર બેન્ડ વાગ્યા કરતું હતું.

આજે મદનની વ્હાલી બેન કિશોરીનો આનંદ માતો ન હતો. હરણીની પેઠે આમતેમ તે ગેલ કરતી કુદતી હતી. પોતાના વીરાને લગ્નના પોશાકમાં જોઇ તેનું હૈયું ઉભરાઇ જતું હતું ત્યારે તે તેને કોટે વળગતી. ઘડીમાં શારદાને પુછતી 'બા! આજે હું કેવી સાડી પ્હેરૂં?' કબાટો અને પેટીઓ ઉથલાવતી પરંતુ તેને શું પહેરવું તે સુજતું નહિ. જ્યારે મદન કહેતો કે 'બ્હેન, તને આ સાડી ઠીક શોભશે.' ત્યારે તે આનંદથી પહેરી લેતી હતી. અત્યારે મદન તેના મનથી તેનો આત્માજ હતો. ભાઇનું હસ્તું મ્હોં જોઇ તે હસતી. આ વખતે સુશીલ પણ કરાંચીથી આવી લાગ્યો હતો. તે સરોજને મળ્યો. સરોજ તેને વારંવાર કહેતી કે 'ભાઇ! તમારે તો મારે ત્યાંજ આવવું પડશે કારણ કે તમે મને એક બેન ગણી છે તો બેનના લગ્નમાં તો ભાઈએ આવવુંજ જોઇએ.'

આવા શુભ પ્રસંગે નવલ અને તેના જોડીદાર લહેરીએ મદનને ત્યાંજ તેના આગ્રહથી પડાવ નાખ્યો હતો. તેઓ હમેશાં મદનને ખુશામતથી રીઝવ્યા કરતા હતા. અત્યારે મદન તેઓની સાથે પોતાના રૂમમાં બેઠો હતો, તેણે કીંમતી મોતીની માળા તથા એક હીરાની વીંટી પહેરી હતી કે જે મદનની કાંતિને વધારે દીપાવતી હતી. તેઓ વાત

કરતા હતા તેટલામાં કિશોરી ત્યાં આવી. 'ભાઇ? તમે આ ખમીસ કેમ પહેર્યું? પેલું રેશમી હમણાં શીવડાવ્યું હતું તે પહેરો ને?' તે તેનો પોશાક નીહાળતાં બોલી.

'નહિ બ્હેન! આ ઠીક છે.'

'ના, પેલું પ્હેરો, મારૂં કહ્યું માનો. હું કેમ તમે કહો છો તેજ પહેરૂં છું?' મદનને બ્હેનનું દીલ દુખાવાનું મન ન થયું. તેને કિશોરીના આવા પ્રેમી શબ્દો બહુ ગમતા હતા, અને કીશોરીનું મન નારાજ કરવાનું તેને મન થતું નહિ. બ્હેનને રાજી કરવા મદને બીજું ખમીશ પહેર્યું.

'બસ, હવે મારાં ભાભીને તમે ગમશો,' તે હાસ્ય કરતી બોલી, 'પણ મેં તો હજી મારાં ભાભીને જોયાં પણ નથી.'

'કિશોરી! હજી તારી મશ્કરી કરવાની ટેવ ગઇ નથી?' તેણે પણ હસતાં હસતાં કહ્યું.

'હવે થોડાજ વખતમાં જોશો, કેમ મદન ખરૂં છે ને?' નવલે ટાપસી પુરી.

'ભાઈ! ભાભી કેટલી ઉમરના છે?' તેણે ફરી મજાક કરી. 'ચાલ જાય છે કે અહીંથી?' મદને તેને હસતાં

હસતાં ટપલી મારી કહ્યું. તે અતીહાસ્ય કરતી નીચે ચાલી ગઈ.

+ + + + + +

સાંજના પાંચ વાગે વરઘોડો નીકળ્યો. મદનને એક અરબી ઘોડા ઉપર બેસાડવામાં આવ્યો. તેણે એક કીંમતી સાફો બાંધ્યો હતો. આ વખતે તે એક રાજકુમાર જેવો લાગતો હતો. નવલ અને લહેરી વાતો કરતા તેના ઘોડાની સાથે ચાલતા હતા વરઘોડામાં શેહેરના જાણીતા ગૃહસ્થો જડ્જો અને બેરિસ્ટરો વગેરે પણ હતા. સૌથી આગળ ઈંગ્લીશ બેન્ડની ટુકડી હતી. તેની પાછળ ટકોરખાનું આખા સરઘસમાં ધમધમી રહ્યું હતું. દ્વારકાદાસ શેઠ સુરતી પાઘડી પહેરી હર્ષિત મુખે બધાની વચમાં ચાલતા હતા, જ્યારે સ્ત્રી મંડળ સૌની પાછળ હતું. વરઘોડો સાંજના સાડા છ વાગે જ્યોતિ મેન્શન પાસે આવી પહોંચ્યો. તે વખતે વૃજલાલ બેરિસ્ટર ધામધુમથી દ્વારકાદાસ શેઠને સામા આવકાર આપવા આવ્યા. બન્ને વેવાઇ હોંસથી ભેટયા ને આ મોટું સરઘસ જ્યોતિ મેન્શનના દરવાજામાં દાખલ થયું. એ પ્રસંગે આવકાર દેવાને બેન્ડ તૈયારજ હતું. તેણે એક ચુનંદુ પોગ્રામ પરોણાઓને હર્ષિત કરવા રજુ કર્યું. માણસોની મેદની સખત હતી. આ વેળા લહેરીએ પોતાનો કીસબ અજમાવવા માંડયો.

ખીસામાંથી એક મોટી કાતર કાઢી તેણે જેઓ લાગમાં આવતા ગયા તેમના ખીસા હલકા કર્યાં. ભીડ એટલી હતી કે પાછળ શું થાય છે તેની કોઇને ખબર પડતી નહિ. નવલ કોઇને વાતમાં નાંખતો ત્યારે તે તેનું કામ કર્યો જતો હતો. લગભગ પાંચ છ માણુસોનાં ખીસામાં બાકાં પડયાં હશે. લહેરી ઠીંગણો હોવાથી કોઈ તેને આવી સખત ગીરદીમાં જોઈ શકતું નહિ. તેણે જેટલું આવ્યું તેટલું તેના ખીસામાં ભરી દીધું.

સરોજ અને મદનનું સૂર્યાસ્ત વખતે હસ્તમિલન થયું ત્યારે એકસરખા વાજીંત્રો જોસભેર વાગવા માંડયા

સરોજ અને મદનનુ ભાવિ જોડાયું. ઉભયના એક-બીજાના હસ્તનું મિલન થતાં બન્નેનાં શરીરમાં હર્ષની કંપારી છુટી. સરોજે શરમાઇને નીચું જોયું. સ્ત્રી મંડળ અતી ઉમંગથી લગનના ગીતો ગાતું હતું. કિશોરીથી તો હર્ષના આવેશથી ગવાતું પણ ન હતુ. તે તો આંખેથી ભાઈ ભાભીનું જોડલું, એક હંસ હંસણીના જોડાં સાથે સરખાવતાં એકીટસે નીહાળી રહી હતી. તે પાસે આવી સરોજની પાસે બેસી બારીકાઈથી તેનો ચ્હેરો જોયા કરતી હતી.

જ્યારે બધાનાં મ્હોંપર ખુશાલીની છાયા પ્રગટી રહી હતી ત્યારે એક વ્યાક્તનો ચ્હેરો ઉદાસ અને ભિન્ન દીસતો

હતો. તે કોણ ? નરપીશાચ નવલ ! સરોજને મદનની સાથે પરણતાં જોઇ તેનું પથ્થર જેવું હૃદય બળવા માડયું. ઈર્ષાએ તેને ગાંડો બનાવ્યો. ઇર્ષાએ તેને વેર લેવા સૂચવ્યું. તેનાથી આ દ્રશ્ય જોવાયું નહિ. આથી તે ત્યાંથી ચાલ્યો ગયો. સુશીલ પળવારમાં તેની આંતરીક ઈચ્છા પારખી ગયો. તે તો પોતાની એક સગી બેન પરણતી હોય તેટલા ઉમંગથી સરોજના લગ્નમાં મહાલતો હતો.

મદન અને સરોજ પરણ્યાં, વિધીના લખેલા નાટય ભજવવા સંસાર રંગભૂમિપર આવ્યાં.

ગોર મહારાજે આશીર્વાદ દીધા પછી આ પ્રેમી યુગ્લ વડીલોના આશીર્વાદ લેવા ગયું. વૃજલાલ બેરિસ્ટર અને તેમનાં ધર્મપત્નિ સરસ્વતીએ પોતાની પુત્રી તથા જમાઇને માથે હાથ મુકી કહ્યું, "પ્રભુ તમારા આયુષ્યમાં વૃદ્ધિ કરો," સરસ્વતિએ પુત્રીને શીખામણના શબ્દો કહ્યા. "પુત્રી ! તૂં સુશીક્ષીત છે એટલે મારે તને વધારે કહેવું પડે એમ નથી, પરંતુ તારી જનેતાના થોડાજ શબ્દો સાંભળ, હવે તૂં પારકું ધન છે. તારા સાસુ સસરાની સેવામાં હંમેશા તત્પર રહેજે. પતિને પ્રભુ તુલ્ય માનજે, કારણ તે તારો સૌભાગ્યનો શીરતાજ છે. તેને બીલકુલ ખોટું લગાડીશ નહિ. આપણાથી મોટા હોય તેઓની મર્યાદા રાખજે. વડીલો આગળ ખપ જેટલુંજ બોલવું.

તેઓ હોય ત્યારે મોટેથી હસવું નહિ. પતિની ઇચ્છા વિરૂદ્ધ કોઇ કાર્ય કરવું નહિ. નમ્રતા અને સાદાઇમાં જેટલું માન જળવાય છે તેટલું કોઇમાં જળવાતુ નથી. પુત્રી, નમનતાઇના નીચાણુથી મોટાઇના ઉંચાણુ ઉપર જવાય છે, એ ખાસ ધ્યાનમાં રાખજે. મને એકજ અભિલાષા છે કે તૂં એક આદર્શ ગૃહિણી થાય અને તારા માતાપિતાનું નામ કાઢે. કોઈ કડવા શબ્દો કહે તો સામે ન બોલતાં ગળી જવા, કારણકે તેમાંજ સત્યની કસોટી છે. સંકટમાં પણ સત્યને તજવું નહિ. દીકરી ! મે બહુ કહ્યું. એ પ્રમાણે વર્તવું એ તારા હાથમાં છે. સદા સુખમાં રહો " આટલું બોલી સરસ્વતીએ ઉમળકાથી બન્નેને માથે હાથ ફેરવ્યા. ત્યાંથી તેઓ દ્વારકાદાસ શેઠ અને સારદાને પગે પડી તેમના પણ આશિર્વાદ લીધા. વૃજલાલને એકની એક પુત્રીને વળાવતાં આંખમાં આંસુ આવ્યાં.

સરોજને પહેરામણી આપવાની શરૂઆત થઇ. વૃજલાલે પોતાની પુત્રીને કેટલાક બંગલાઓ, જમીનો અને દ્રવ્ય કન્યાદાનમાં આપ્યું, કારણ કે તેની પાછળ બીજું કોઇ સરોજ સિવાય વાપરનાર ન હતું. સુશીલે એક કિંમતી વીંટી સરોજની આંગળીમાં પહેરાવતાં આશીર્વાદ આપ્યો, " મારી ધર્મભગિની ! આજે મને આ નજીવી ભેટ આપતાં

સરોજ માતા વગરની થઇ તે તેને સાલી આવતું હતું. તે તેની શીખામણ અને બાળપણમાં લડાવેલા લાડ સાંભરતી ત્યારે તે તેનું હૈયું નીચોવી રોઇ રહેતી. મદન તેને આ વખતમાં સારી રીતે સમજાવતો; કારણ કે તે બાપ વગરની હતી. કોઈ વખત પિતાને મળવા જતી; પિતાને જોઇ આંસુ સાંભરતી ત્યારે પિતાપુત્રી બન્ને રોતાં. તે વખતે સરોજ [illegible] ને શાંત પાડતી. "બાપુ! તમે ના રડો. તમે રડો છો તે મારાથી નથી જોવાતું. તમારે મને આશ્વાસન આપવું જોઇએ, તેના બદલામાં તમે પોતેજ આક્રંદ કરો છો? આપણે ગમે એટલાં આંસુમાંથી નીર વહાવીશું પણ તેથી શું બા પાછી આવવાની છે? પ્રભુ! તેના આત્માને શાંતી આપજે" આમ બોલતી વખતે તે આકાશ તરફ જોઈ પ્રભુ પ્રાર્થના કરતી.

સરોજ હરકીશનદાસ શેઠના કુટુંબમાં અતિ માનીતી થઇ પડી. તેનો આનંદી સ્વભાવ બધાંને આનંદ પમાડતો. મદન અને સરોજનું સુખી જોડું આ સમયે સુખના શિખર ઉપર હતું. બન્ને એક બીજાને શુદ્ધ પ્રેમથી ચાહતાં હતાં. મદન [illegible] સરોજ તેને [illegible] ની મધુર વાણીથી ચમકતા દેતી ન હતી. કોઈ વખત બન્ને જણ હાથમાં હાથ મીલાવી બાગમાં લટાર મારતાં ત્યારે આ દંપતીનું જોડું જાણે કામદેવ અને રતિ પૃથ્વી ઉપર વિહાર કરતાં હોય એમ લાગતું.

× × × × ×

વર્ષા ઋતુ બેઠી હતી. વાદળાનાં ઝુંડ આકાશમાં આમ તેમ વિહાર કરતાં હતાં. જોતજોતામાં તો વરસાદનું એક સખત ઝાપટું આવ્યું. દુરથી સુશીલ વરસાદમાં ભીંજાતો આવતો હતો. આ વેળા મદન સરોજ અને કિશોરી લાઇબ્રેરી હોલમાં વીંટળાઇને ટોળ ટપ્પા મારતાં હતાં. સુશીલે ત્યાં આવી વાતમાં ભંગાણ પાડયું. "કેમ છો મી. મદન ?" "આવો આવો" કહી મદને એક ખુરશી બેસવાને આપી.

"ભાઇ! કપડાં કાઢી નાંખો નહિતો શરદી લાગશે." સરોજે તેને ભીંજાએલો જોઈ કહ્યું. સુશીલ કપડાં સુકાવા નાંખી ખુરસી ઉપર બેઠો.

સુશીલને જોતાંજ કિશોરી કોણ જાણે શાથી શરમાઇ જતી. તેને તેની વાતમાં ટાપસી પૂરવા ઘણુંએ મન થતું હતું, પણ મ્હોથી બોલી ન શકતી. તે આડી નજરથી સુશીલને પગથી માથા સુધી નીહાળતી.

"સુશીલભાઈ! હવે તમે કયારે લગ્ન કરવા માંગો છો તે કહો ?"

સરોજ કિશોરી તરફ સ્હેજ દ્રષ્ટિ નાંખી બોલી. 'હાલતો મારો વિચાર નથી. જ્યાં સુધી હું મારા પગ ઉપર ઉભો રહી શકું નહિ ત્યાં સુધી મારો એ વિચાર મોકુફ રાખીશ.'

'પરંતુ ભાઇ! મને પણ મારી ભાભીને જોવાનું મન થાયજ કેની?' સરોજે સ્મીત કરતા કહ્યું. 'મદન તારો શો મત?' સુશીલે પુછયું. "હું પણ તનેજ મળતોજ છું."

આમ તેઓ ચર્ચા ચલાવતા હતા તેવામાં નવલ પોતાના હંમેશના અપટુડેટ પોશાકમાં આવી ઉભો. તેને જોઇ સરોજ તથા કિશોરી બીજા ખંડમાં ચાલ્યાં ગયાં. નવલે મદન તથા સુશીલ સાથે હાથ મીલાવી એક ખુરસી પર બેઠક લીધી. સુશીલને હવે વાર્તામાં રસ પડતો ન હતો, કારણ કે તે નવલને એક ખદખદતા કીડા રૂપે જોતો હતો. તેણે રજા માંગી જવા માંડયું. "બેસને જવાય છે, ઉતાવળ શી છે?" મદને આગ્રહ કરતાં કહ્યું. "મારે હજી ઘણું કામ છે. કાલે આવીશ." આટલું કહી કપડાં પ્હેરી તે નવલ તરફ તિક્ષ્ણ દ્રષ્ટિ કરી ચાલ્યો ગયો.

નીચે ઉતરતાં સરોજ તેને સામે મળી. "કેમ ભાઈ આટલી વારમાં ચાલ્યા? કેમ વારૂ! નવલ સાથે ગોઠતું નથી? તેણે ઉપરાચાપરી સવાલો પુછ્યા. "હા. જરા એમ છે ખરૂં. બ્હેન તૂં એનાથી ચેતતી રહેજે."

"મને પણ એ માણુસ સારો લાગતો નથી, હું એને સમજાવીશ કે એવાની મિત્રતા સારી નથી."

'વારૂ બ્હેન, હું રજા લઉં છું.'

હવે ક્યારે આવશો ?

નક્કી નહિ, બનતાં સુધી પરમ દિવસે આવીશ."

કિશોરી આ બધું સંતાઇને જોયાં કરતી હતી. તેણે બહાર આવી રસ્તાપર સુશીલને ક્યાં સુધી નિહાળ્યાં કર્યો.

'નાનીબેન ! એ કોને ધારીધારીને જોયા કરો છો ? સુશીલકાન્તને ?' સરોજે મજાક કરી કહ્યું. બિચારી કિશોરી શરમાઈ ગઇ, તે પ્રત્યુત્તર આપવાને બદલે પગના અંગુઠાથી ભોંય કોતરવા લાગી.

'બેન ! સુશીલકાન્તમાં શું જડયું છે ! હીરા કે માણેક ?' સરોજ ખીખી કરી હસી પડી. 'ભાભી ! આમ શું મજાક કરો છો ? તમે પણ એક વખત એમજ કોઇને જોયાં કર્યું હશે.' ભોળી કિશોરીથી અચાનક આ શબ્દો મુખમાંથી નીકળી પડયા. તેની આંતરિક આકાંક્ષા સરોજના મગજમાં આવી હશે એ જાણી તે વધારે શરમાઇ. નિર્દોષ કિશોરીએ ભોળપણમાં બાફી નાંખ્યું.

'એ તમે શી રકઝક કરો છો ?' શેઠાણીએ તેઓની ચેષ્ટા જોઇ પૂછયું.

'નાનીબેન ! તમારી વાત કહું બાને !' લુચ્ચી સરોજ નણંદને વધારે સતાવવા તેના કાનમાં કહ્યું.

'ના, ભાભી ! મારા સમ કહો તો' તે કરગરી પડી.

આમ નણંદ ભોજાઈ નિર્દોષ આનંદ કરતાં. કિશોરી સરોજને જરાયે વીલી મુકતી નહિ. તે તેની વ્હાલસોઇ ભાભીને જોઇ ગાંડી થઇ જતી. સરોજે તેને ભરત ગૂથણનું શિક્ષણ આપવા માંડયું હતું.

લાઇબ્રેરી હોલમાં નવલ અને મદન બેજ હતાં. નવલને આવ્યાને અર્ધો કલાક થયો હશે પણ તે હજી પોતાની વાત ઉપર આવ્યો ન હતો. તેણે મદનને કહ્યું, 'દોસ્ત, તે દિવસે તેં કહ્યું હતું કે આપણે ફરી એક વખત મોતીજાનનું સંગીત સાંભળવા જઈશું. પરંતુ તારા મેરેજ (લગ્ન) ની ધામધૂમને લીધે જવાયું નહી..................

'અરે હા, હું ભૂલ્યો, ચાલ આવતી કાલે જઈશું. ઠીક યાદ દેવડાવ્યું. મને તેનો કંઠ બહુ મધૂર કોમળ લાગે છે. જાણે એમ થાય છે કે તેનો મધૂરલાપ સાંભળ્યાજ કરીએ.'

'મદન! મને લાગે છે કે તું મારાથી જુદાઇ ગણે છે'

'કેમ વારૂ'

'જ્યારથી હું અહિં દાખલ થયો ત્યારે મને જોઇ સરોજ અને તારી બહેન ઉઠી ગયાં, જો કે સરોજને અને મારે તો કોલેજમાંનો પરિચય છે. આ એક મને અપમાન લાગે છે.'

———:o:———

'નહિ, નહિ, નવલ તું ખોટો અર્થ લે છે. એ તો આપણા હિંદુઓનો રિવાજ છે કે કોઈ આવે ત્યારે તેઓ તની મર્યાદાની ખાતર ત્યાંથી ઉઠી જાય છે.'

'જ્યારે સુશીલ અહિં આવ્યો ત્યારે કેમ કોઇ ઉઠયું નહિ ?'

'સુશીલને અને સરોજને ભાઇ બેનપણાં છે એટલે એની મર્યાદા એ રાખતી નથી, મદને ખુલ્લે દીલથી કહ્યું.

'વ્હાલા મદન ! અહિંજ તું ભૂલ ખાય છે. સુશીલ તારી વાઈફ સાથે આટલી છુટ લે છે, એ શું બતાવે છે ? કે તેની ઓલાદ સારી નથી, તેની દાનત સાફ નથી.' નવલે જાણે શિખામણ આપતો હોય તેવો ડોળ કર્યો.

મદનના મગજમાં સ્હેજ શંકાની વાદળી આવી અદ્રશ્ય થઈ ગઈ.

'ભલે તને વધૂ ખાતરી જોઇતી હોય તો કોઈક પ્રસંગે બતલાવીશ. હું તો તારા ભલામાંજ મારૂં ભલું જોઉં છું. તારૂં બુરૂં થતું જોઈ મારાથી સહન થતું નથી.

'ભાઇ ! હું તારો તે માટે આભાર માનું છું.'

થોડી વાતો કર્યા પછી નવલ ચાલ્યો ગયો.

——:o:——

## પ્રકરણ ૧૦ મું.

## " મહાત્મા "



મદનની ફુઈ જમનાડોશી એક ભકતાણી હતી. તે દ્વારકાદાસ શેઠની કાકાની પુત્રી થતી હતી. મદન અને કિશોરી તેને મોટી ફુઇ કહી બોલાવતાં, કારણ કે તે દ્વારકાદાસ કરતાં ત્રણ ચાર વરસે મોટી હતી. જમના ને નંદા નામની બ્હેનની છોકરી હતી. નંદા ઉપર તેને ઘણું વ્હાલ હતું, પણ ડોશીએ હજી સુધી તેને પણ કહ્યું ન હતું કે તેની પાસે કેટલી પુંજી હતી. તે સવારથી બપોર સુધી દેવ સેવામાં ગુંથાઇ રહેતી અને ત્યારબાદ કોઇને ત્યાં જઈ ટોળ ટપ્પા મારતી હતી આટલો એનો રોજનો કાર્યક્રમ હતો. તે કોઇ વખત દ્વારકાદાસ શેઠને ત્યાં આવતી હતી, તેમજ મદન અને કિશોરી પણ તેને ત્યાં જતાં હતાં.

\+ + + + +

નંદાની ઉંમર સત્તરેક વર્ષની હશે. તે પરણેલી હતી. તેનું સાસરૂં મધ્યમ સ્થિતિનું હતું. પતિ થોડી પુંજીમાં ગૃહસંસાર ચલાવતો હતો, નંદા સાસુ સાથે લઢતી અને તેથી કંકાસ થયો. આથી ડોશીએ તેને તેડાવી લીધી હતી. નંદાને તો આટલુંજ જોઇતું હતું. તે શિક્ષણ અને કેળવણીના

અભાવે સ્વછંદી અને વિલાસી બની ગઇ હતી. તેની માતા તેને બાળપણમાંજ મુકી સ્વર્ગવાસી થઇ હતી એટલે તેને તેની માસી જમનાએ ઉછેરી મોટી કરી હતી.

*　*　*　*　*

આજે ગંગાડોશીના ઘરમાં પ્રભાતથીજ ચુલા સળગ્યા હતા. નંદા રસોઇની તૈયારી કરતી હતી. જ્યારે ડોશી તેની સેવા પૂંજા કરતી હતી. માસીબા! 'મહારાજ ક્યારે પધારવાના છે ?' નંદાએ ડોશીને પૂછ્યું, 'બારેક વાગે આવશે, તું મામાને ત્યાં જઇ મદન કિશોરી અને તેની વહુને આપણે ત્યાં જમવાનું કહી આવ.'

'ઠીક હું હમણાં જાઉં છું.' એમ કહી નંદા દ્વારકાદાસ શેઠને ત્યાં ગઈ.

*　*　*　*　*

ઘણે દિવસે નંદાને જોઈ કિશોરીએ પૂછ્યું 'કેમ નંદા બ્હેન! ઘણે દિવસે દેખાયાં?' 'હા બ્હેન! આજે તમને ભાઇ ભાભીને માસીબાને ત્યાં જમવાનું કહેવા આવી છું.'

'ચાલો બાને કહો. તે કહેશે તો આવીશું.'

તેઓ બન્ને શારદા પાસે આવ્યાં. શારદા દેવ સેવામાં હતી. 'ઓ હો હો! આવ બેટા નંદા! કંઈ ઘણે દા'ડે મામીને યાદ કરી?' 'મામી! ભાભી તથા કિશોરીને જમવાનું નોતરૂં દેવા આવી છું.'

'ભલે આવશે. પણ બેટા! આજે શું છે!' શારદાએ પ્રશ્ન કર્યો, 'આજે એક યોગી ભિક્ષા લેવા પધારવાના છે. તેથી માસીબાએ કહ્યું કે જા મામાને ત્યાં કહી આવ.'

'એમ ત્યારે તો હું પણ વખત મળશે તો તેમના દર્શન કરવા આવીશ. જા ભાભી ઉપર હશે તેને મળીને જા.'

'વારૂ' નંદાએ પ્રત્યુત્તર આપ્યો. તેને સરોજ ગમતી ન હતી, કારણ કે તે સુશીક્ષીત અને સમાજમાં માન મેળવતી હતી, જ્યારે પોતાને કોઇ ગણકારતું પણ ન હતું. આથી તે તેના ઉપર બળતી હતી. તે તેને મળવા ન જતાં સીધી ઘેર ચાલી ગઇ.

* * * * *

બાર વાગ્યાને મહાત્મા પાવડીનો અવાજ કરતા આવ્યા. તેણે સફેદ વસ્ત્ર ધારણ કરી એક હાથમાં માળા પકડી હતી. તેના વાળો ખભા સુધી લટકતા હતા. તેની દાઢી લાંબી હોઇ તેના મુખને તે વધારે ગંભીર બનાવતી હતી. જમના મહારાજને સામે આવકાર દેવા આવી.

'પધારો મહારાજ.' તે નમસ્કાર કરી બોલી.

મહારાજ આશિર્વાદ આપી એક આસન પર બેઠા. તેને આવ્યાને થોડીવાર થઇ હશે, એટલામાં મદન, કિશોરી અને સરોજ એ ત્રણે આવી પહોંચ્યાં. સર્વેએ તેને પ્રણામ કર્યા. મદન મહાત્માની સામે બેઠો. મહાત્માની મુખાકૃતિ કાંતિમાન હતી. તેની આંખો આકર્ષક હતી. સરોજ દુર

બેઠી બેઠી મહાત્માના મુખ સામે જોયા કરતી હતી. તે તેનું મન વાંચતી હતી.

'મહારાજ! આપકા મુકામ કહાં હય!' મદને પુછયું.

"સાધુકા મૂકામ સર્વત્ર હય. ઉનોકા મૂકામ સ્થાયી નહિ હય. મયને અભી તો રામેશ્વરીકી ધર્મશાલામેં મૂકામ કીયા હય." મહાત્મા ઘડીકમાં એક ચિત્તે માળા ફેરવતા ગણગણ કરતા તો ઘડીકમાં શાન્તિથી આંખમીચીને બેસી રહેતા હતા.

જમવાનો વખત થયો ત્યારે બધા ઉઠયા. યોગીને માટે એક રંગીન પાટલો મુકવામાં આવ્યો હતો જે તેણે આઘો મુકી પોતાનું આસન પાથર્યું. આ જોઇ મદનના હૃદયમાં તેના પ્રત્યે માન ઉપજ્યું.

'બેટા! રોગીકુ વૈસી વસ્તુઓકા બહિષ્કાર કરના ચાહિએ!' તે ઘડી ઘડી ઉપદેશ દેતા હતા.

આ બધામાં જો કોઇ વ્યકતિ યોગીને ધારી ધારીને જોતી હોય તો તે સરોજ હતી. તે બાડીઆંખે જોતી હતી કે મહાત્મા કોઈક વખત ઝીણીઆંખે પોતા તરફ જોતો હતો.

મદન અને મહાત્મા ચર્ચા ચલાવતા હતા ત્યારે નંદા એક ખુણામાં બેસી મહારાજને કંઇ જોઇએ છે કે નહિ તેની ખાસ કાળજી રાખતી હતી.

મદન મહાત્માના તેજમાં અંજાયો હતો. મહાત્મા જે

બોલતા તે તેને સત્યજ લાગતું. તેને મહાત્મા એક વિદ્વાન તેમજ તપસ્વી લાગતા.

એવીજ સ્થિતી નંદાની હતી. તે મહાત્માની વાતોમાં ટાપસી પુરતી. ક્ષણવારમાં સરોજે નંદાના વિચારો વાંચ્યા.

સર્વે જમી ઉઠયાં, એટલામાં શારદા પણ યોગીના દર્શન કરવા આવી. તે યોગીને પ્રણામ કરતાં બોલી.

'મહારાજ! પરમ દિવસે મારે ત્યાં ભીક્ષા લેવા પધારશો?'

મહાત્માએ મદન સામું જોયું. મદન બોલ્યો 'મહાત્મન આપ પધારેગે તો મેરા પિતાશ્રી ઓર મેં ફીર આપકા દર્શન પાવેગા.' યોગીએ ડોકું ધુંણાવી ના કહી.

થોડી વારમાં મહારાજ ચાલ્યા ગયા. તેને જતા જોઇ નંદા મનમાં ગણગણી 'આહા! શું રૂપ છે?'

જમનાડોશી જમી ઉઠી ને તે બધાં વચ્ચે આવી બેઠી.

'બા! મહાત્મા તો એક ખરેખર દેવ પુરૂષજ છે.' મદન બોલ્યો.

'હા, અને તેના મુખ ઉપર તેજ પણ કેટલું છે!' નંદા વચમાં બોલી ઉઠી.

સરોજ તિક્ષણ દ્રષ્ટિએ નંદાને ટીકી રહી હતી.

જમનાની રજા લઇ શારદા બધાંની સાથે શારદા ભુવન તરફ વળી.



## પ્રકરણ ૧૧ મું.



# " મહાત્મા કે મવાલી "





ગીરગામ બૅકરોડ પર આવેલા શ્રીધર બિલ્ડીંગના બીજા મજલા ઉપર નવલ તેની મા સાથે રહેતો હતો. તેની સ્થિતી સાધારણ હતી. તેથી તેણે માત્ર બે ખંડની ઓરડી ભાડે રાખી હતી. તેની મા લક્ષ્મી સદ્‌ગુણી હતી. તે નવલને ઘણીયે શિખામણ દેતી ત્યારે નવલ તેની સામે થતો. નવલના પિતાના અવસાન પછી તેણે ફાવે તેમ વર્તવા માંડ્યું હતું. લક્ષ્મીએ નવલને લાડ લડાવવામાં બાકી રાખી ન હતી.

આ વખતે તે ઓરડીમાં નવલ અને લહેરી વાતો કરતા બેઠા હતા. તેની મા પાડોશના ઘરમાં ગઈ હતી.

'દોસ્ત! પેલો આવી પહોંચ્યો જો!' બટુકજીએ કાખલી કુટાવતાં કહ્યું.

'કોણ?'

'પેલોજ તો.'

'સીધો ભસી મરની!'

'પેલો બંજુ! કે જેનું નામ સરકારને ચોપડે ચઢ્યું હતું.

'હા યાર! એણે તો પેલા મંદીરમાંથી ચોરી પણ કરી હતી, ખરી વાત?'

'અરે હા! તે જાતનો હજામ કેની! હવે ભાઈબંધે મહાત્માના વેશમાં મુંબઇને પાવન કરી છે.'

'એમ! ત્યારે તો આપણને ઘણો ખપ લાગશે.'

'અલબત્ત, આપણે એને મળવું જોઇએ.'

'પરંતુ એ કયાં મૂવો છે એ આપણને શું ખબર!'

'અરે ભુલેશ્વરની ધર્મશાળામાં મારો બેટો નિરાંતે ગાંજાની ચલમ ફુંકે છે. જોવું હોય તો ચાલ અત્યારે મારી સાથે.' લહેરી બોલ્યો.

તેઓ બંન્ને ભુલેશ્વરના મંદીર તરફ ચાલ્યા

સ્હાંજનો સમય હોવાથી આ લત્તાપર સખ્ત ગીરદી રહે છે. આ ભીડમાંથી પસાર થઈ તેઓ મંદીરના એક અખાડા બાજુ વળ્યા. ત્યાં આવી લહેરીએ ફરીથી નવલને સાધુને બતાવ્યો. કેટલીવાર સુધી નવલે સાધુનો ચ્હેરો એક ચીત્તે જોયા કર્યો. ત્યારપછી તેઓ સાધુની પાસે જઈ તેને નમસ્કાર કરી તેની પાસે બેઠા. આ વેળા સાધુ પાસે જેઓ બેઠા હતા, તેઓ પણ ગાંજો ફુંકી વીખેરાયા.

'કયું બચ્ચા! કયસા હય!' સાધુએ ગંભીર મુખમુદ્રા ધારણ કરી પૂછયું.

'બેટે! બોત અચ્છા તુમેરા ઢંગ હૈ!' લહેરી વચમાં બોલી ઉઠયો.

સાધુ ચમકયો. તેને ખબર નહુતી કે તેને આમ અચાનક આ બન્ને વ્યકિતઓ ઓળખશે. 'આસ્તે! હળવે બોલ, નહિ તો કોઇ સાંભળશે.'

અરે એમાં શું થયું ? ફરી સરકારની મહેમાનગીરી સ્વીકારવી પડશે એજકે. કાંઇ બીજું !' લહેરીના આ શબ્દો પર નવલ ખીખી કરી હસ્યો.

'કેમ દોસ્ત નવલ! મઝામાં છે ને? સેવક તો એક વખત જેલમાં જઇ આવ્યા. અને છુટયા ત્યારે આ વેશ પહેર્યો. કુદરતની લીલા અપરંપાર છે.'

'હા! એ પણ કુદરતની ખુબીજ છે ને? કે આ પરથી ભગવાંપર આવ્યો.'

'નવલ! તું આને જરા મ્હોં સંભાળીને બોલવાનું કહે.'

નવલે લહેરી તરફ ડોળા કાઢયા. એટલે લહેરી કુતરો જેમ પુછડી પટ પટાવતો ચુંમાઇને બેસે તેમ તે નવલની સોડમાં બેઠો.

'બંજુ.' નવલ બોલ્યો.

અરે! અહિં બંજુ નહિ પણ મહારાજ! સ્વામી! યોગીરાજ! વગેરે કહે, નહિં તો મને કોઇ ઓળખશે.'

'લે ત્યારે, મહારાજ! કેટલા દિવસ થયાં તમે અત્રે છો ?'

'આઠ દિવસ થયા.'

'આઠ દિવસમાં કોઈ શિકાર મળ્યો કે નહિ?'

'આ સ્થળે એ વાત જવાદે નહિ તો આપણા બધાના બાર વાગી જશે.'

'કોઈકને ત્યાં ભિક્ષા બીક્ષા મળી કે નહિ?' લહેરી વચમાં બોલ્યો.

'હા, આજે એક ડોસીને ત્યાં ગયો હતો. સેવકને સત્કાર તો સારો મળ્યો, અને એક સ્ત્રીને આકર્ષી પણ આવ્યો છું.'

'ઓ હો! એમકે! તે કોણ! કહે તો ખરો?'

'મને તે સ્ત્રીનું નામ ખબર નથી, પરંતુ એટલું જાણું છું કે દ્વારકાદાસ શેઠના છોકરાંઓ જમવા આવ્યાં હતાં.'

ઠીક, એ હું ખબર મેળવીશ. મહારાજ! તમારે અમારી સાથે રખડવું પડશે તેમાં તમારો આ વેશ કામ લાગશે નહિ.'

'અરે એમ તો મને વેશ બદલતાં બહુએ આવડે છે, હજી તેં મને બરાબર ઓળખ્યો નથી.'

આમ બોલતાં તેની આંખોમાં અવનવા રંગો પલટાતા હતા.

તે ગંભીર વિચારમાં હોય તેમ તેની દાઢીને આમળવા લાગ્યો. તેની આંખ ઘડીમાં સંકોચાઈ જતી તે બતાવતું હતું

કે, તેનામાં ક્રૂરતાનું ઝેર વ્યાપી રહ્યું હતું. તેના ચ્હેરા તરફ એકટીસે જોઇ નવલે તેના કાનમાં કહ્યું.

'યાદ રાખજે ! મારી સાથે દગો રમ્યો તો તારા હાડકાં સીધાં નહિ રહે, મને મદદ કરશે તો તને ધનવાન બનાવીશ.'

'નહિ, નહિ, એ શું બોલ્યો ? આટલા સમયયાં કોઇ દિવસ મેં તને દગો દીધો છે ?'

'મહારાજ ! જેવું હોય તેવું કહેજો, કારણ કે આ જમાનામાં તમારા જેવા સાધુઓનાં તો ગોડાઉન ભરાય એમ છે.' લેહેરીએ ટુચકો મુકયો.

'નવલ ! તું જરા આ દોસ્તને કહે કે સંભાળીને બોલે.'

'એનો સ્વભાવજ એવો છે. હું શું કહું ?'

'નવલ ! તું કયું કામ હાથપર લેવા માંગે છે ?'

'સાંભળ !' નવલે તેના કાન તરફ મ્હોં ધર્યું. 'દ્વારકાદાસના પુત્ર મદનની સ્ત્રી સરોજ, કે જે અતી સૌંદર્યવાન છે. દોસ્ત ! તેના રૂપનું શું વર્ણન કરૂં ? વાત એમ છે કે જો આપણે સરોજને કબજે કરવી હોય તો પ્રથમ મદનની સાથે ગાઢી મિત્રતા બાંધવી જોઇએ, અને તે તો મેં કર્યું છે. હવે મદનને પૈસાથી ખુવાર કરવો. તેને પૈસાની જરૂર પડે ત્યારે આપણે તેની પાસે લખાવી

લઇ પૈસા આપવા. એમ કરતાં તે આપણો દબાએલો રહેશે. આપણે તેને તેનો દોસ્ત સુશીલ તેની સ્ત્રી સાથે વ્યારમાં પડયો છે એમ બતાવી આપવું. આથી તે ઉશ્કેરાઇ સરોજને ઘરની બહાર હાંકી મુકશે એટલે વિખુટી પડેલી હરિણીનો શિકાર કરતાં વાર લાગશે નહિં. તેની પાસેથી તેના બાપની મિલ્કત મદન પાસેથી કઢાવીશું. તેને પુરેપુરી નીચોવી તેને પણ તજી દેશું. આ નાટક ભજવતાં કોઈનાં કાટલાં કાઢવાનો વખત આવે તો તેને માટે ન ડરતાં તત્પર રહેવું, વખત આવે ત્યારે મદનને પણ પુરો કરવો. આ મારો હેતુ છે. તારાથી બની શકે તો મદદ કર નહિ તો મારા બે બાહુમાં અતિશય બળ છે.'

મહારાજની જીભ પલળી હતી. તે આંખની સમીપે સુવર્ણના ઢગલા જોતો હોય એમ લાગતું હતું.

આ કારસ્તાની ત્રિપુટી સંધ્યા સમય થતાં સુધી આમ વાતો કરતી બેઠી હતી. નવલના કાર્યમાં એક બીજી વ્યકતી મદદ રૂપ થઇ પડશે એ જાણી તે અતી આનંદમાં હતો.

'આજે તારે ગુણીકાને ત્યાં આવવું પડશે' નવલે તે મહાત્માના કાનમાં કહ્યું. 'પણ આ વેશમાં નહિ, બીજો વેશ ધારણ કરજે.'

નવલે તેને મોતીજાનના ઘરનું ઠેકાણું આપ્યું. અને તેઓ ઉઠી ગયા.

## પ્રકરણ ૧૨ મું.

## 'દોસ્તીની મજબુત ગાંઠ'




ત વાગતાંજ નવલ શારદા ભુવનના પગથીઆં ચઢતો હતો. તેનું પાપી હૃદય આવું નીચ કૃત્ય કરવાને જરાયે ડંખ દેતું ન હતું. તે મદનના ઓરડા નજીક આવ્યો ત્યારે મદન સરોજ સાથે પ્રેમાલાપ કરતો સંભળાતો હતો. તેમનું આ સંભાષણ સાંભળી નવલનું મગજ વલોવાતું હતું. તેણે હળવેથી બારણા પર ટકોરા કર્યા.

'એ કોણ?' સરોજનો અવાજ આવ્યો.

'એ તો હું નવલ.'

'આવો, હું તમારીજ રાહ જોતો હતો.' મદને બારણું ઉઘાડતાં કહ્યું.

સરોજ આજે નવલના આવ્યાથી ઉઠી નહિ. તેને આજે તેઓનો વાર્તાલાપ સાંભળવો હતો. તેને આજે નવલની વાર્તાનો સાર વાંચવો હતો. તે આવી બેઠી.

'કેમ છો ભાભી!' નવલ સરોજ તરફ વળી બોલ્યો.

'ઠીક છે,' સરોજે ટુંકમાં પતાવ્યું. નવલ સરોજની હાજરીથી વાત કરતાં ખંચાતો હતો.

'દીયર! હું જરા બહાર જાઉં છું આજે વાળુ

કરવાનો વિચાર નથી. મારી રાહ ના જોતી.'

સરોજના મનમાં સ્હેજ શંકાએ નિવાસ કર્યો.

'કેમ વારૂ ! આજે વાળુ કરવું નથી ?'

'ભૂખ નથી.'

'થોડું ખાજો.'

'પ........ણ બીલકુલ ભુખજ નથી.' સ્હેજમાંજ સરોજના સવાલ જવાબથી મદનની જીભ લથડી. ચકોર સરોજે મદનના મુંઝવાએલા ચ્હેરા પરના અક્ષરો વાંચ્યા.

'નવલભાઇ ! એ વાળુ કરી રહે એટલી વાર બેસોને ?'

'અમારે એક મિત્રને મળવું છે, તેણે પોણા નવનો મળવાનો ટાઇમ આપ્યો છે. એટલે અમારે જવું જોઇએ.'

'એવું શું કામ છે ? કાલે મળાશે.' સરોજ બોલી.

'વારૂ, હું વાળું કરી લઉં છું, કબાટમાંથી મારા કપડાં કાઢ. નવલ બેસજે હું હમણાં વાળુ કરી લઉં છું.' તે નીચે ચાલ્યો ગયો.

અત્યાર સુધી નવલ કામી અંગાર જે રાખોડીમાં ઢંકાએલો હતો તે હવે આ એકાંતમાં વધારે પ્રદીપ્ત થયો.

'ભાભી ! હવે પહેલાંની માફક બોલતાં નથી, મારો કંઇ ગુન્હો થયો છે ? હોય તો કહો.' નવલે તેના તરફ કામી દ્રષ્ટિથી જોયું.

આ વખતે તેને સરોજ અતીશય રૂપવાન લાગતી

હતી. તેના દરેક અંગ ઉપર તેની આંખ ચોંટી હતી.

'શું બોલું! તમે મને ભાભી કહી બોલાવી એટલે મારે તમને જેઠ ગણવાજ જોઇએ, જેઠની મર્યાદા રાખવી જોઇએ આથી વધુ તમારી સાથે બોલી શકતી નથી.'

જો તમે બ્હેન કહી બોલાવી હોત તો હું બ્હેન તરીકે બોલવાની છુટ લઇ શકત. તમારે તો મને બ્હેનજ કહેવી જોઇએ. તમને તમારા શબ્દો યાદ છે? યાદ કરો.'

નવલ સજ્જડ ગુંચવાયો. એક તરફ તેના શરીરમાં કામદેવે વાસ કર્યો હતો બીજી બાજુ તેને બ્હેન કહી બોલાવવી એ કેમ બને?

'હા, પણ હવે તો તમે મી. મદનને પરણ્યાં એટલે મારે ભાભીજ કહેવાં જોઇએને?'

'ભલે ત્યારે હું આપની મર્યાદા રાખીશ.'

તે કબાટમાંથી કપડાં કાઢતી હતી, ત્યારે નવલ મનમાં બોલ્યો 'અરે! આ રત્ન જો મારા હાથમાં આવી જાય તો કેવું સારૂં?'

તેનું નાજુક અંગ નીચે વળતું ત્યારે ઇંદ્રનીપરી સમ લાગતી. અધુરામાં પુરૂં કબાટમાંથી કપડાં કાઢતાં માથા પરથી સાળુ સર્યો એટલે તે વધુ આકર્ષક દેખાવા લાગી.

નવલે મદ ભરી આંખે તેના પ્રત્યેક વળતા અંગને ધારી ધારીને જોયા કર્યું. નવલનું મગજ કામદેવના ઘુમ્રથી

ઘેરાઈ ગયું હતું. તે કયી ઘડીએ સરોજને બાથમાં ભીડશે એ કહી શકાતું ન હતું.

'આ વીંટી કયી! સુશીલે ભેટ આપી હતી તે?' કહી તેણે સરોજની આંગળી પરની વીંટી જોવા હાથ ધર્યો.

'હા તેજ છે,' સરોજે દુરથી આંગળી પરની વીંટી દેખાડી.

'બહુ સરસ છે' આટલું કહી તેણે સરોજની આંગળી પકડી વીંટી જોતો હોય એમ ડોળ કર્યો.

અંગુલીનો સ્પર્શ થતાંજ નવલ ભાન ભૂલ્યો. વીજળી શરીરમાં પ્રસરી હોય એમ ધ્રૂજ્યો.

'આ શું કરો છો? નવલભાઈ? દુર રહી વાત કરો. પરસ્રીને સ્પર્શ કરવો એ સુજનનાં લક્ષણ ન હોય'

આમ બોલી સરોજે હાથ તરછોડી નાંખ્યો.

આજ પળે સુશીલે દ્વાર ઉઘાડયું, તેણે આ શબ્દો સાંભળ્યા હતા તેને એમ થયું કે હમણાં નવલનો ટોટો પીસી નાંખુ, પણ હજી તે સમયને વાર હતી.

'આવો, બહુ દિવસે દેખાયા.' નવલે જાણ્યું કંઇ બન્યું ન હોય એવો દેખાવ કરતાં પૂછ્યું.

'હું તો દરરોજ આવું છું, કેમ બ્હેન! મદન કયાં ગયો? સરોજ બોલી શકી નહિ તેનો ચ્હેરો ફયામણો થઇ ગયો હતો બોલતાં હુગો આવી જતો હતો.

'વાળુ કરવા ગયા છે.' તેની આંખોમાંથી અશ્રુનું એક બીંદુ સરી પડયું આ જોઇ સુશીલના હાથો ગરમ થયા તે ઉશ્કેરાયો હતો, તેણે સરોજને પૂછયું કેમ બ્હેન! કેમ રૂવે છે? શું થયું?'

'કંઈ નહિ' આટલુંજ બોલી તે ત્યાંથી ચાલી ગઈ.

'નવલ એ શું થયું' તેણે નવલની સામે આંખો કાઢી પુછયું

'કોણ જાણે, શી ખબર! કંઇ મદન સાથે બોલા-બોલી થઇ હશે.'

'ચૂપ!'

'શું છે! મને શાનો દમ ભીડાવે છે?' નવલ બ્હીતાં બોલ્યો.

'કારસ્તાની! કયાં સુધી તારૂં પાણી બતાવવું છે?

'મ્હેં શું પાણી બતાવ્યું?' મામલો ગંભીર થતો જતો હતો પણ મદનના આવવાના ભણકારા સાંભળી તેઓ ચુપ થઈ ગયા.

'માફ કરજે, ખાતાં જરા વાર લાગી' ભોળો મદન હસીને બોલ્યો.

'કયારે આવ્યો સુશીલ!'

'હમણાજ.'

મદને કપડાં પહેરવાં માંડયા સુશીલે પૂછયું 'બ્હાર જાય છે?'

‘ હા, જરા એક દોસ્તને મળી આવું. આપણે કાલે મળીશું. ’

‘ ચાલને હું પણ આવું ’ સુશીલ બોલ્યો.

‘ મારે બીજું પણ કામ છે એટલે હું ફરતો ફરતો જઈશ. કાલે જરૂર આપણે સાથે ફરવા જઈશું. ’

‘ વારૂ કાલે આવીશ ’ સુશીલે રજા લીધી.

‘ જોયું ? મદન ! કેટલો એ કપટી છે. કેવો સવાલ જવાબ કરે છે ? હમણા એ આવ્યો ત્યારે તારી વાઈફ સાથે વાત કરવા મંડી પડયો. તારી તો ખબર પણ ન પૂછી. એ તારા ઘરમાં આવે છે તે ખરાબ દાનતથીજ. ’

‘ હું એને છેક એવો ધારતો નથી. હજી મેં નજરે જોયું નથી તો હું કેમ કહી શકું ?’

‘ઠીક છે, હજી હું તને આગળ દેખાડીશ.’

આટલું કહી તેઓ બન્ને શારદા ભુવનમાંથી બ્હાર નીકળ્યા.

———:o:———

## પ્રકરણ ૧૩ મું.

### “ ખુન.”




ર્યનારાયણ સમુદ્રમાં ડુબકી મારી ક્ષિતીજમાં સમાયો. અંધારૂ થવા આંવ્યું હતું. ઠેરેઠેર દીવા સળગી ગયા. મુંબઈની શોખીન પ્રજાનો ઘણો ભાગ ચોપાટી અને હેંગીંગ ગાર્ડનસ ઉપર ફરવા નીકળી પડયો હતો.

લોકો અંધારૂં થવાથી ઘર તરફ પાછા વળતા હતા.

જ્યારે આ વખતે મોટા રસ્તાઓ ઉપર માણુસોનો આવજાવ થોડો હતો ત્યારે નીચ વસ્તીવાળા લત્તાઓમાં આ વખતે માણુસો ઉભરાતાં હતાં. ત્યાં ગાનતાન સંભળાયાં કરતું. બારીએ ઝુલતી વેશ્યાઓ પોતાની મોહ જાળમાં ફસાવવાને કેટલાએ યુવાનોને અણુસારા કરતી. કોઇક ઠેકાણે તબલાના ઠેકા ગાનારીના સૂર સાથે સંભળાતા.

પ્રસ્તુત સમયે નવલ અને મદન બંન્ને ફ્રંચણીજના રસ્તા તરફ જતા હતા. તેમણે આ વખતે ફેશનેબલ વસ્રો ધારણ કર્યાં હતાં. એક સાંકડી ગલીમાં વળી એક ભુરા મકાનમાં ગયા. આ મકાન બહારથી બહુ સુંદર દેખાતું હતું. રોશનીનો પ્રકાશ બારીમાંથી દુર સુધી પડતો જે જોનારાંઓને આકર્ષતો હતો.

નવલ અને મદન પહેલે મજલે ગયા ત્યાં આગલા દિવાનખાનામાં મોતીજાન એક સોફા ઉપર બેઠી હતી. તેમને જોતાંજ તે સામી લેવા ગઇ.

'આઈએ આઈએ, શાહેબાને આલી ખાનદાન! મૈં બ્હોત ખુશી હું આપકે આનેસે.'

નવલ અને મદન એક સુંદર સોફા ઉપર બેઠા. ગુણીકાએ ઉસ્તાદોને બોલાવ્યા. અર્ધા કલાકની શાન્તિ પછી ગુણીકાએ ગાન શરૂ કર્યું. ધીરે ધીરે મદનના હૃદયપર આ

વેશ્યા જીત મેળવવા લાગી. તેના તાન પલટા ઉપર મદનની આંખો નાચતી હતી. તેનું હૃદય વલોવાતું હતું. મદને પાંચ રૂપીઆની નોટ તેના તરફ ફેંકી. આજે મદન તેના કંઠ ઉપર દિવાનો બન્યો હતો. થોડી વારમાં તો તે સર્પરાજ મોરલી સાંભળતાં જેમ ડોલે તેમ ડોલવા લાગ્યો.

નવલે જોયું કે શિકાર બરાબર સપડાતો જાય છે.

એજ વખતે મહાત્માના વેશમાં ભમતો બંજુ ઈંગ્લીશ ડ્રેસમાં ત્યાં આવ્યો. તેણે તેની બનાવટી દાઢી કાઢી નાંખી હતી. નવલે તેને બેસવાને જગ્યા આપી.

બે ત્રણ ચીજો સંભળાવ્યા બાદ મોતીજાન મદનને ઉદ્દેશીને બોલી.

'શેઠજી ! આપ શરાબ લેનેકા ઇરાદા રખતે હો ?'

'નહિં, હમ લોક શરાબ નહિ પીતે કયોં કે હમારે ધર્મમેં શરાબ પીનેકી મનાઇ હય.'

'થોડાસા લેઓગે તો ઉસમે ધર્મકા બાધ નહિ હય.'

'હમ સરબત પીએંગે.' નવલ વચ્ચે બોલી ઉઠયો.

સરબતના શીશા લાવવામાં આવ્યા. ગ્લાસમાં રેડતી વખતે ત્યાં શું ક્રિયા થતી હતી તે આ કોઈને ખબર ન હતી. તેમાં દારૂનો પણ થોડો ભાગ મેળવવામાં આવ્યો.

જેણે કોઇ દિવસ શરાબની સોડમ પણ લીધી ન હતી

તેની હોજરીમાં શરાબ જવાથી તેનું મગજ ધીરે ધીરે ફરવા લાગ્યું.

'નવલ! સરબત આવું કેમ?' તેણે પૂછ્યું.

મદનની આંખ ઘેરાયલી હતી.

'નહિ, સરબત બહુ ઉંચું છે.'

પેલા આવનારે તો સામટા બે પેક લીધા. પરંતુ તે તદ્દન શુદ્ધિમાં હતો.

મોતીજાને તેની મોહમયી આંખથી કટાક્ષ ફેંકી મદનની પાસે બેઠક લીધી.

'કયું પ્યારે? આપ ઉદાસ હો?'

નવલ આ દ્રશ્ય જોઈ જરા દુર જઈ બેઠો.

ફરી તે તેની પાસે ગળામાં હાથ લપેટી બોલી 'પ્યારે શોહર! તુમ ઐસા કયોં કરતે હો? મેરી સાથ પ્યારસે બાત કરો.'

દુનિઆમાં સ્ત્રીઓ એક અજબ જાદુ ખેલે છે. તેના મદઘેરાં નયનોના પલકારાથી પુરૂષોનાં હૃદયો નાચે છે, તેમજ મદન પણ આ ખુબસુરતીમાં ફસ્યો. પ્રેમાવેશમાં તેના બાહુ ફરકવા લાગ્યા. તેના હોઠ કંપતા હતા.

તેણે તેને છાતીએ ચાંપીને કહ્યું 'દીલજાન! મુઝે ચક્કર આતી હય, તુંને મુંઝે સરાબ તો નાહ દીયા?'

'નહિં! મયને આપકુ શરાબ નહિ દીયા, વો તો શરબત થા.'

દિવાનો મદન તેના ગાલો પર ચુંબનોના વરસાદ વરસાવવા લાગ્યો. તેને અત્યારે દુનિયામાં શું થાય છે તેનું ભાનજ ન હતું. જ્યારે બીજી બાજુ નવલ અને પેલો શયતાન મહાત્મા આ દ્રશ્ય આનંદથી જોઈ રહ્યા હતા.

આ બંન્ને વ્યક્તિ મોતીજાનને મદનને પંજામાં સપડાવાને ઇશારત કરતા હતા.

મોતીજાને દારૂનું ગ્લાસ લઈ મદનના મ્હોં પાસે ધર્યું. 'પ્યારા ઇતના શરાબ પીજીયે.'

તેણે આનાકાની કરી પણ તેણે તેના મ્હોંમાં જરા બળ કરી રેડી દીધું. બસ, ખલાસ, આજથી તે ભ્રષ્ટ થયો. તેના આચાર વિચારો પર શરાબની અસર થઈ. તેણે ઘેલછામાં વેશ્યાને દ્રઢ આલીંગન દીધું.

'લે મેરી પ્યારી, મય તુઝે બક્ષીસ દેતા હું.' કહી તેણે દશ રૂપીઆની નોટ તેના હાથમાં સેરવી.

'મેરે પ્યારે ! આપકા મેરેપે કીતના અહેશાન હૈ ?' એમ કહી તેણે મદનને ભેટીને એક વધુ ગ્લાસ પાયું.

હવે મદનને શુદ્ધિ ન હતી. તેની આંખોમાં રતાશ ચઢી આવી હતી. તેની જીભ બોલતાં લથડતી હતી. આ વખતે નવલ પોતાનું કામ પાર પાડવા ઉઠયો. તેણે ખીસામાંથી એક કાગળ કાઢયો. તેમાં કાંઇક લખેલું હતું. તે તેની નજીક આવી જોવા લાગ્યો કે તેનામાં શુદ્ધિ હતી કે

કેમ ? 'ભાઈ! જો, આ અમે ધર્માદાની ટીપ કરી છે એમાં તારી સહી કર.'

મદને સાંભળ્યું નહિ. ફરી તેણે તેને સહી કરવા સૂચવ્યો, પણ ફોગટ. અંતે અર્ધો એક કલાક પછી તેની સહી કરાવી લીધી.

તેમાં એમ લખ્યું હતું કે, "આજ રોજે રોકડા રૂા. પાંચ હજાર તમારી પાસેથી લઉં છું તે ત્રણ માસની મુદતમાં પાછા આપવા.

સહી, દા. મદનલાલ દ્વારકાદાસ પરીખ."

મદન હજી તો આ પહેલાજ ખાડામાં પડયો.

મદન હજી બેભાન અવસ્થામાં ઝુંકતો હતો. ઈલેકટ્રીક લાઈટો ઝગઝગાટ બળ્યા કરતી હતી. દુર જમીનપર એક બુઢ્ઢો ઉસ્તાદ ભરનિંદ્રામાં સુતો હતો.

પેલો મહાત્મા જે અત્યાર સુધી ચુપાચુપ બેસી રહયો હતો તે હવે સતેજ થયો, અને નવલના કાનમાં કંઈક ગણગણ્યો.

'હા હું સમજું છું. મને કહેવું પડે એમ નથી.' નવલે ઉત્તર આપ્યો.

નવલ મનમાં વિચારવા લાગ્યો કે આ બુઢ્ઢા ઉસ્તાદનો જાન લઈ તે છરી મદનના ખીસામાં નાખું, અને પછી એને ૧૮ભરાવું કે ખુન તેંજ તારી છાકટ અવસ્થામાં કર્યું છે.

માટે આ ખુનની વાત સમાવી દેવા નાણાં જોઈશે. આથી એ ભોળો ગમાર તરત કાઢી આપશે, અને બંદા માલેતુજાર શેઠ થઈ જશે. બસ અંતે એમજ થશે.

મોતીજાન અર્ધનિંદ્રામાં મદનની સાથે પડી હતી. આ તકનો લાભ લઇ નવલ ઝનુનથી પેલા બુઢ્ઢા તરફ દોડયો અને જોરથી છરીનો ઘા કરી તે પુરૂષને લોહી લોહાણ કરી મારી નાખ્યો. તેની એક ધીરી ચીસથી મોતીજાન ઝબકી ઉઠી, નવલે ચાકુ મદનના ખીસામાં સેરવી દીધો.

'કયા હુવા નવલ ?'

'ચૂપ ! આસ્તે બાત કર.'

મોતીજાન ધ્રૂજવા લાગી. 'અરે બોલદો કયા હુવા ?'

'અરે મેંને ખુન કીયા.'

'કીસ્કે લીયે ?'

'તેરે લીયે....મત ગભરા, તુઝે ખુશ કરૂંગા.' નવલે તેને શાંત પાડી સવિસ્તાર વાત કહી. પૈસાની લાલચમાં આ કમબખ્ત વેશ્યા કંઇ બોલી નહિ. તે પણ આ કાવત્રાંમાં સામેલ થઇ.

'નવલ ! હવે આને જાગૃત કરવો જોઇએ.' તે બગભક્ત મહાત્મા બોલ્યો.

'સબુર કર. એમ ઉતાવળે આંબા ન પાકે.'

નવલે જોયું કે તે ધીરે ધીરે જાગૃત થતો હતો.

'મદન! મદન! તેં આ શું કર્યું? ઓ પ્રભુ! હવે શું થશે?' નવલે રડવાનો ઢોંગ કરીને કહ્યું

મદનની આંખ ખુલ્લી અને સ્હેજમાં આ બનાવ જોયો.

'શું છે? શું છે? આમ ગભરાય છે શાને?'

'ગભરાય શું? તેં આ બુઢ્ઢાનું ખુન કર્યું છે. પોલીસને ખબર પડતાંજ તે દોડી આવશે, એનો તેં વિચાર કર્યો છે?'

મદન બેઆકળો બની આજુબાજુ જોઇ ગભરાવા લાગ્યો.

'ના ભા........ઇ! મેં ખુન કર્યું નથી, મને કંઇજ ખબર નથી.' તે ગભરાતાં ગભરાતાં બોલ્યો.

'દારૂની નિશામાં તેં આ કરપીણ કૃત્ય કર્યું તેનું તને ભાન ક્યાંથીજ હોય? જો આ છરી તારા ખીસામાં.'

'ઓ રામ! શીવ શીવ શીવ, કદી બનેજ નહિ, મેં ક્યારે ખુન કર્યું? આ છરી ક્યાંથી મ્હારા ખીસામાં આવી?' તે અત્યંત ગભરાઈ ગયો. તેની છાતી ધડકતી હતી. તેના શરીર પરનાં રૂંવાટા ઉભા થઇ ગયા. તે રડવા લાગ્યો અને નવલને કાલાવાલા કરવા લાગ્યો. આ લક્ષ્મીના લાડમાં ઉછરેલા જવાનને ભાગ્યેજ ખબર હતી કે "ઝેરી—જમાના"માં લક્ષ્મી મેળવવા માટે આ દગાબાજ દુનિયામાં ખરાબમાં ખરાબ કામ કરતાં પણ દગાબાજ દુનિયાના દુષ્ટો ડરતા નથી.

'મદન! આ વાત ઉપર પડદો ઢાંકવાને એક ઉપાય છે.'

'શું? જલ્દી કહે! જો કે મેં એ કામ કર્યું નથી, પરંતુ આ વાત બ્હાર નજ જવી જોઇએ.'

'નાણાં પાણી જોઇશે, કારણ કે પોલીસને ચ્હાપાણી કરાવવાં પડશે માટે તે તારી પાસે હોય તો બોલ, એ સિવાય બીજો ઉપાયજ નથી.'

'ભલે, હું તું માંગે તેટલા પૈસા આપીશ પછી વધુ શું જોઇએ? પણ મહેરબાની કરી આ વાત દબાવી દે. ઓ પ્રભુ! હું અહિં ક્યાંથી આવ્યો?'

આજ વેળા કોઇએક પુરૂષ ગાયન સાંભળવાની લાલચે ઉપર ચઢી આવ્યો. નવલને તે આવતો હતો એની બીલકુલ ખબર ન હતી. તે પુરૂષે બારણું ખોલી, અંદર આવતાંજ જુએ છે તો દુર લોહીથી ભીંજાએલી જમીન જોઇ. તે તરતજ નીચે ઉતર્યો, અને પોલીસને પોતાની શંકા કહી.

તરતજ બે પોલીસો ઉપર ચઢી આવ્યા. તેઓને જોઇ મદન એટલો તો ગભરાઇ ગયો કે શરીર ઉપરનાં રૂવે રૂવાં ઉભાં થઇ ગયાં. તેનું આખું શરીર ધ્રૂજતું હતું. તેનું હૃદય ભરાઈ આવ્યું, પરસેવાના જેબેઝેબ છુટતા હતા. પેલા ઉસ્તાદના શબને લઇ જવામાં આવ્યું. આજ વખતે પોલીસોની આંખમાં ધૂળ નાંખી બંજુ વંજો ભાગી ગયો. બીજી પોલીસો પણ આવી લાગી અને તેઓએ ગુણીકા સહીત ત્રણે જણાને પહેરાવી ચોકી ઉપર લઇ ગયા.



## પ્રકરણ ૧૪ મું.

## "સરોજનું કલ્પાંત."



સરોજે આખી રાત્રિ પતિની ચીંતામાં પસાર કરી, મધરાત સુધી તે બારી પાસે બેસી પતિના માર્ગની પ્રતિક્ષા કરતી હતી. તેના હૃદયમાં સ્વામિના અશુભ થવાના ભણકારા થતા હતા, તેને બીલકુલ ઉંઘ આવી ન હતી. "મારા પતિનું શું થશે? ક્યાં ગયા હશે? અરે! શું કરૂં? ક્યાં જઇને પતિની શોધ કરૂં?' આવા અનેક વિચારોથી આ બિચારી સ્ત્રીનું દીલ ધ્રૂજતું હતું.

પ્રભાત થઇ ગયું હતું. આઠના ટકોરા થયા, ત્યારે ઘરમાં સર્વેએ જાણ્યું કે મદન ગઈ રાત્રીનો ઘેર પાછો ફર્યો નથી. સર્વે ચિંતામાં હતાં તેમાં શારદા અને સરોજ તો પળે પળે દુઃખના નિઃસાસા કાઢતાં હતાં. શેઠ ભારે મુંઝવણમાં પડયા, કિશોરી ઘડીમાં ભાભી તરફ તો ઘડીમાં શારદા તરફ દયાર્દ્ર મુખેથી જોતી.

બપોર થઇ ત્યારે સુશીલકાન્ત મદનને મળવા આવ્યો. એ જાણુતો હતો કે મદન તેને ધિક્કારે છે છતાં મદનની પ્રત્યે તેને શુદ્ધ પ્રેમ હતો. આજે ઘણે દિવસે તે શારદા ભૂવનમાં

આવ્યો. બધાનાં મ્હોં જોઇ તેના પેટમાં ધ્રાસકો પડયો. પ્રથમ તો તે શારદા પાસે ગયો.

'શારદામાસી! આજે કેમ બધાં ઉદાસ છો?' સુશીલ તેને માસી કહી બોલાવતો.

'સુશીલ! મદન હજી ગઇ રાત્રીનો આવ્યો નથી, કયાં છે! તે તને ખબર છે?'

'ગઇ રાત્રીનો હજી આવ્યોજ નથી? મને તો કેટલા દિવસથી મળ્યોજ નથી.'

'આજ કાલ એણે બહુ રખડવા માંડયું છે, ભાઇ! તું એની તપાસ કર.' શારદાએ આંખમાંના આંસુ લુછતાં કહ્યું.

સુશીલનું હૃદય પીગળી ગયું. તે સરોજ પાસે ગયો તો તેણે પણ આ સમાચાર સંભળાવ્યા.

'બ્હેન! જરા પણ મુંઝાતી ના. હું એની તપાસ કરીશ. શું કામ રડે છે?' સુશીલે તેને હીંમત આપી કહ્યું.

'ઓ મારા વ્હાલા ભાઇ! હું તમારો કેટલો ઉપકાર માનું? તમે ખરેખર મારા માના જણ્યા ભાઈ જેવાજ છો.' સુશીલનો હાથ પકડી બોલી. સુશીલ તેને આશ્વાસન આપી ચાલ્યો ગયો.

સૂર્ય પશ્ચીમ તરફ નમતો હતો. સાંજના સાડા પાંચ વાગ્યા હશે. સાંજ વર્તમાન વાળો છોકરો દ્વારકાદાસ શેઠના ઘરમાં છાપું નાંખી ગયો, પણ આજે કોઇએ છાપું હાથમાંએ

ન પકડયું. સરોજને ચ્હેન ન પડવાથી તેણે પેપરના પાના ઉથલાવવા માંડયા. બીજું પાનું ફેરવે છે એટલામાં તેની નજર એક મોટા અક્ષરવાળા મથાળા ઉપર પડી. તેમાં લખ્યું હતું કે 'ગઇ રાત્રે વેશ્યાના ઘરમાં ખુન' સરોજે તે વાંચવા માંડયું. કોણ જાણે કેમ તે વાંચતાં તેના હાથો ધ્રુજતા હતા.

વ્હાલા વાંચક! ઝેરી જમાનામાં નિર્દોષ અને ભોળાઓની સંસાર સાગરની હોડી કેવી ખરાબ રીતે ખડક જોડે અથડી, આબરૂની ધુળ કરે છે તે તો જેઓ અનુભવે છે તેઓજ જાણી શકે છે.

'મદનચંદ્ર નામનો એક પ્રતિષ્ટીત શેઠીઆનો પુત્ર તથા તેના બે દોસ્તો ફ્રેંચ બ્રીજપર રહેતી એક મોતીજાન નામની વેશ્યાને ત્યાં ગયા હતા, જ્યાં મદનચંદ્રે મધરાતે એક બુઢ્ઢા ઉસ્તાદનું ખુન કર્યું છે. શા કારણથી ખુન થયું છે એ હજી પુરવાર થયું નથી. પોલીસે તેમને પકડયા છે. જ્યારે તેઓને પકડવામાં આવ્યા ત્યારે તેઓ '.........' ઓ ભગવાન!' સરોજ આટલું વાંચે છે એટલામાં તો તે કાન ફાડી નાખે એવી ચીશ પાડી, બેશુદ્ધ થઈ ઢળી પડી. ઘરના બધાં માણસો દોડી આવ્યાં.

'શું થયું બેટા સરોજ! શારદા તેનું માથું ખોળામાં લેતાં બોલી. પેપર તના વૃક્ષસ્થળ ઉપર પડયું, બલ્કે તેજ

માઠા સમાચાર આપતું પાનું પવનમાં ફડફડી રહ્યું હતું. શેઠ પાછળ ઉભા હતા. તેમણે તે દુરથી વાંચવા માંડયું.

'ઓ રામ! પાપ કર્મનો બદલો તેં બરાબર ચખાડયો.' તે માથું હાળી નીચે બેસી ગયા.

'તમે પણ કેમ આમ કરો છો?' શારદા છુટે મ્હોંએ રોઇ બોલી.

'શું કહું? મદને મારૂં નામ બોળ્યું, અને હાલ તે જેલમાં સડતો હશે. ઓ પ્રભુ! શું આફત! મદન તને આવી બુદ્ધિ કેમ સુઝી!"

શારદા તરતજ ચેતી ગઇ. સરોજને શુદ્ધિમાં લાવવા તેણે પ્રયત્નો કરવા માંડયા. કિશોરીએ તો પેપરમાંથી બધું વાંચી લીધું હતું. તે પુતળાની માફક સ્થીર ઉભી ઉભી ચોધાર આંસુ વરસાવતી હતી.

'મારો મદન આખરે જેલમાં પડયો, અરેરે હવે શું થશે? તમે જલ્દી જાઓ, ગમે તેમ કરી મારા મદનને છોડાઓ.' શારદા શેઠને વીનવવા લાગી.

'અદ્યાપી સુધી મદનને તેં કેટલા લાડ લડાવ્યા. તેને ગમે તેમ વર્તવા દીધો એજ તારી ભૂલ છે. હવે આગ લાગી ત્યારે કયાં કૂવો ખોદવા જઇશું? જો સાધારણ ગુન્હો કર્યો હોય તો જામીન પર છોડે, પણ આતો ખુન કર્યું છે, એટલે એ છુટવો મુશ્કેલ છે.' શેઠની આંખો આંશુઓથી

ઉભરાઈ જતી હતી. તેનાથી સરોજની સ્થિતી જોઇ શકાતી ન હતી, તેથી તે ત્યાંથી દુર થઇ ગયા.

કેટલીકવારે સરોજ ભાનમાં આવી, પરંતુ તે અધીં દીવાની જેવી લાગતી હતી. તેનો અંબોડો છુટી, અને વાળો વીખેરાઈ ગયા હતા. તેના ગાલો ઉપર ચોધાર આંશુઓ રેલાયા હતા તે સુકાઇ જવાથી તેના લીટા હજી સુધી માલમ પડતા હતા.

' ઓ ! હવે શું થશે ? ઓ સાસુજી ! એમની શું હાલત થશે ? કોઇ તો મને રસ્તો બતાવો કે હું તે માર્ગે જાવું. મારા ભાવીનો જળહળતો હીરો અત્યારે ઝાંખો પડી ગયો. મારો શીરતાજ હાલ કેદમાં ? અરેરે ! કેવું અશુભ ! '

રાત્રિનો અંધકાર વ્યાપી રહયો. આ વખતે કેટલાક સુખમાં આનંદ કરતાં હતાં ત્યારે શારદા ભુવન ઉપર દુઃખનાં ડુંગરો ઉગતા હતા. દુરથી આજે શારદા ભુવન સ્મશાન જેવું લાગતું હતું. આજે તેમાં ફક્ત બેજ દીવા ઝાંખી રોશની ફેંકતા હતા.

મદનના ઓરડામાં એખલી સરોજ સોફા ઉપર ઢળી ડુસકાં ખાતી ધીરે અવાજે રોતી હતી, તેનું ગૌર મુખ ચીમળાઇ ગયું હતું. એટલામાં બારણું ઉઘાડી સુશીલ દાખલ થયો.

' બ્હેન ! સરોજ ! કેમ રડે છે ? હું બધે તપાસ

કરી આવ્યો પણ કંઇ ભાળ મળી નથી.' તેણે એક ખુરશી પાસે ખેંચતાં કહ્યું.

'ભાઇ! એ પણ બ્હેનના નશીબની બલીહારી.'

'કેમ આજે તું આમ બોલે છે?'

'સુશીલભાઈ! શું કહું? તમારે જાણવુંજ હોય તો આજનું પેપર વાંચો એટલે જણાશે.'

સુશીલે પેપર મંગાવી વાંચવા માંડયું.

'સરોજ! હું ધારતોજ હતો કે ભુંડા–ભુંડાઇનો ભાગ ભજવ્યા વિના રહેશે નહિ. અરે પ્રભુ! કેવી આફત? અહાહા! આ જમાનામાં કેટલાયે નિર્દોષો આમ ફસાતાં હશે? તું જરા પણ ગભરાતી નહિ. હું મારા મિત્રને નિર્દોષ ઠેરવવા મારાથી બની શકે એટલું કરીશ. એ પેલા લુચ્ચાઓનું કારસ્તાન છે.'

'ભાઇ! એક દુઃખી બ્હેનને સ્હાય કરો છો તો ભગવાન તમને સુખી કરે, એજ મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.' તે આભાર દર્શાવતી સુશીલના બંને હાથ પકડી બોલી.

'બ્હેન! એ તો મારી ફરજ છે. એવા દુઃખના સમયે ખસી જનારા દોસ્તો તો ઘણાએ મળે છે. હું કાલે સવારેજ જેલમાં મદનની મુલાકાત લઇશ, પછી એક સારો વકીલ રોકીશું એટલે મદન પાછો ઘેર આવશે. મારૂં હૃદય તો એમજ કહે છે કે મદન નિર્દોષ છે. ચાલ, હવે હું રજા લઇશ.'

'ભાઈ! મને રાત્રી ખાવા ધાય છે, મને બ્હીક લાગે છે, ઓ ભાઇ! હું મારી સામે હજારો ભૂતોને નાચતાં જોઉં છું, ઓ વીરા! હું મરી જઇશ.' સરોજ છાતીફાટ રૂદન કરવા લાગી. સુશીલે હેતથી તેને માથે હાથ ફેરવી ધીરજ દઇ બોલ્યો, 'બ્હેન આમ શું કરે છે? દુઃખ સૌને માથે પડે છે.' તેનું માથું છાતીએ ચાંપતાં સુશીલના નેત્રોમાંથી આંસુ વહેવા લાગ્યાં. 'પ્રભુ કરે ને મદન નિર્દોષ ઠરે.' આટલા શબ્દો તેના મુખમાંથી સરી પડયા.

'ઓ વીરા! હવે તો જીવવુંયે મને ગમતું નથી. ઓ ઈશ! હવે બહુ થયું.' ફરી તે ચોધાર આંખે રડતી હતી. સુશીલ નિશ્વાસ નાંખતો અંધકારમાં અદ્રશ્ય થઈ ગયો.

## પ્રકરણ ૧૫ મું.

## 'મહાત્માની ચેલી પલાયન.'



આપણે જોઇ ગયા છીએ કે નંદા એ અનિતિવાન સ્ત્રી હતી. તે કમબખ્ત સ્વામીના વેશમાં ફરતો નવલનો સહાયક, બંજુ કે જે એક દિવસ જમના ડોશીને ત્યાં ભીક્ષા લેવા આવ્યો હતો, તેની સાથે પ્રેમમાં પડી. બીજેજ દિવસે બગભક્તને મળી નંદાએ પોતાની દુષ્ટ ઇચ્છા જણાવી. તેણે શિયળ તો કયારનુંયે વેચ્યું હતું.

એક રાત્રે નંદાએ તેને પોતાને ઘેર આવવા કહ્યું. આ દુષ્ટ ઉપર પ્રેમનો અંશ માત્ર પણ ન હતો, પરંતુ તે પૈસાને માટે નંદાની સ્હાય ઇચ્છતો હતો. રાત્રી અર્ધી વીતી જતાં ત જમના ડોશીની અગાશી પર ચઢયો, ત્યાં તેને આવકાર દેવા નંદા તૈયારજ હતી.

'કેમ વ્હાલા ! મોડું થયું ?' તેણે હાવભાવથી કહ્યું.

'ગાંડી, કોઈના ગૃહમાં આવી રાત્રીએ પ્રવેશ કરવો એ કામ કેટલું કઠીન છે એની તને કયાં ખબર પડે ?'

'ભલે, ચાલો અંદર'

દીવા બુઝાઇ ગયા હતા, તેથી ફરીથી નંદાએ એક બત્તી સળગાવી.

'સબૂર ! પ્યારી ! ઉતાવળ ના કર, આપણે અહીંથી ન્હાસી જવામાં પૈસાનો ખપ પડશે તેનો તેં વિચાર કર્યો છે ?'

'તેની તમારે ફીકર ન કરવી. સો રૂપીઆ તો મારી પાસે છે.' તેણે એક થેલી બતાવતાં કહ્યું.

'એટલાએ શું થશે ? હં ! હવે મને વિચાર સૂઝયો. આ કબાટની ચાવી કોની પાસે રહે છે ?'

'મારી માસીબા પાસે, તે હંમેશ ઓશીકા નીચે મુકે છે.'

તરતજ તે દુષ્ટ, ડોશી જયાં સુતી હતી ત્યાં ગયો. તેણે ચાલાકીથી કુંચી લઇ કબાટો ઉઘાડવા માંડયા, પરંતુ

કંઈ હાથ લાગ્યું નહિ. તેની નિરાશા વધતી જતી હતી. એવામાં તેણે દુર એક જુનો લાકડાનો પેટારો જોયો. બધી કુંચીઓ લગાડતાં એક કુંચીથી તે પેટારો ઉઘડી ગયો. અંદર તપાસી જોયું તો એક ચોરખાનું હતું. તેમાં કેટલાક સોનાના દાગીના તથા રોકડ હતું, એ બધું સમેટી, નંદાને સાથે લઈ તે નીચે ઉતર્યો. નંદા આગળ અને બંજુ પાછળ આમ તેઓ થોડે દુર ગયાં એટલામાં દુર એક ટેક્ષાવાળો ઝુંકતો હતો, તેને ઉઠાડી તેઓ બોરીબંદર તરફ હંકરાવી ગયાં.

* * * * *

રાત્રીનો ગાઢ અંધકાર ભેદતી ટ્રેન ધસારાબંધ દોડયે જતી હતી. નંદાના દીલમાં તો કોઇ તેને પકડશે એવી દહેશત લાગતી હતી. આખા ડબ્બામાં બે ત્રણ પેસેંજરો ઉંઘતા હતા. તેણે એક ઉંડો નિઃશ્વાસ મુકી બંજુને ધીરેથી પૂછ્યું. 'પ્રીય! હજી સુધી આપનુ નામ હું જાણી શકી નથી.'

'મને લોકો બંજુને નામે ઓળખે છે, પરંતુ યાદ રાખજે કે તારે મને એ નામથી નહિ બોલાવવું, કારણ કે મેં હવે મારૂં નામ કૃષ્ણદાસ રાખ્યું છે.' તેણે તેના કાનમાં કહ્યું. નંદા જેમ જેમ મુંબઇથી દુર ઘસડાતી હતી તેમ તેમ તેનું દીલ વધારે ડંખતું હતું.

કલ્યાણ સ્ટેશનમાં ટ્રેન દાખલ થઇ અને બંજુ નંદાની સાથે ઉતર્યો. તેઓને કયાં જવાનું હતું એ વિચારમાં નંદા ગુંચવાઇ.

'કૃષ્ણદાસ ! પ્યારા ! આપણે ક્યાં જઇશું ?'

'આપણે જ્યાં જવાનું છે તે સ્થળ અહિંથી બહુ દુર નથી.'

તેઓ આગળ ચાલી એક ઝાડની ઘટામાં પ્રવેશ્યાં. અહિંથી એક વિકટ માર્ગ દક્ષિણ દિશા તરફ જતો હતો. અંધારામાં આ માર્ગ બીલકુલ દેખાતો ન હતો, પરંતુ બંજુ જાણે એ માર્ગનો ભોમીયો હોય તેમ નંદાનો હાથ પકડી સ્હેલાઇથી આગળ ધસતો હતો. કેટલી વારે તે એક જુના પુરાણા ઘર આગળ આવી પહોંચ્યો. હજી આકાશમાંના તારા અદ્રશ્ય થયા ન હતા. આકાશમાં કાળાં વાદળાઓનાં ટોળાં વળ્યાં હતાં. બંજુએ દરવાજાને ટકોરા માર્યા.

'કોણ છે એ ?' અંદરથી કોઇનો અર્ધ નિંદ્રામાંથી જાગૃત થવાનો અવાજ આવ્યો.

'કોઇ નહિ, દ્વાર ઉઘાડ, એ હું બંજુ.'

તરતજ દીવો સળગાવી એક મનુષ્યે દ્વાર ઉઘાડયું. અને તે બન્નેને અંદર દાખલ કર્યાં. અને તે જુનું કમાડ અવાજ સાથે ઢંકાયું.

તે જુના મકાનને અંદરથી બારીકાઇથી જોતાં સઘળો સામાન અવ્યવસ્થિત પડેલો હોવાથી જોનારને એમ લાગતું કે એ ઘર મનુષ્યની વસ્તી વિનાનુ હતું.

બંજુ અને નંદા પેલા વૃદ્ધ પુરૂષની પાછળ પાછળ દોરાયાં.

આ મકાનની પાછળ એક વાડો હતો. ત્યાં આ ત્રણે જણા બેઠાં.

'ભીમા ? લાવ ચાવી. મારે પેલું ખોલવું છે.' બંજુએ તેની તરફ હાથ ધરી કહ્યું.

'હાજી આ રહી, લ્યો.' તેણે તેના ફેંટાને છેડેથી કુંચી છોડી આપી. તરતજ તે નંદાને સાથે લઈ એક ખુણા તરફ ગયો. કંઇક વિચાર કરી તેણે તે ખોદવા માંડયું

'કૃષ્ણુદાસ ! આ શું કરો છો ?' નંદાએ તેને આશ્ચર્યથી પૂછયું.

'જો, આ આપણું દ્રવ્ય. એમાંથી કેટલાંયે વર્ષો સુખેથી ગાળીશું. તારાં આ દાગીના પણ ઉતારી આપ, કારણ કે આવા નિર્જન સ્થળે એ ચીજો બહાર રાખવી એ ભય ભરેલું છે. તે ભોળી ભામિનિ પ્રથમ તો કબુલ કરતાં ખંચાઇ. પણ અંતે માન્ય રાખી તેણે બધી જણુસો અંગ ઉપરથી ઉતારી આપી. થોડીજ વારમાં બંજુએ પાછો ખાડો પૂરી દીધો, અને તેઓ એક ઓરડામાં ગયા.

'વ્હાલી ! તને મારી સાથે ગમશેને ?' નંદાને છાતીએ ચાંપી બોલ્યો.

'ન ગમતું હતે તો તમારી સાથે આવત શું કામ ?'

'આપણને લગભગ એક વર્ષ સુધી અત્રેજ રહેવું પડશે.'

'કારણ ?'

‘ કારણ હું કહી શકતો નથી.’

‘ મને ન કહેશો તો કોને કહેશો ? ’

‘ લે ત્યારે કહું છું, જો આપણે બીજે સ્થળે જઇએ તો પકડાઇ જવાનો સંભવ છે. એક વર્ષ પછી આ વાત દબાઇ જશે એટલે આપણે નિર્ભય થઇશું. કેમ હવે સમજી ?’ નંદાને ધીમી ટપલી મારતાં કહ્યું.

આમ વાર્તાલાપ કરતાં તેઓની આંખમાં નિંદ્રા ઘેરાવા લાગી, એટલે તેઓ નિદ્રાધીન થયા.

---

## પ્રકરણ ૧૬ મું.

## “ અદાલતને રસ્તે. ”



માગંશીષ માસ શરૂ થયો હતો. પ્રભાતમાં ઠંડીને લીધે રસ્તા પર કોઇકજ મનુષ્ય માલમ પડતું હતું. કેટલાંક ભિખારૂઓ ફકત પેટમાં પગ ખોસી ટાઢ સહન કરતાં હતાં. આવી સખ્ત ઠંડીમાં કોઇપણ બહાર નીકળતું હતું નહિ, જ્યારે શારદા ભુવનમાં તો બધાં જાગતાં હતાં. દ્વારકાદાસ બાગમાં આમતેમ આંટા મારતા હતા. તેનો પ્રત્યેક શ્વાસ દીલગીરી દર્શાવતો હતો. તેણે શરીર પર ફકત એક ગરમ શાલ ઓઢેલી

હતી. લગભગ એક કલાક સુધી લટાર મારી તે ઘરમાં પ્રવેશ્યા.

આગળના મોટા હોલમાં એક ધગધગતી સગડી બળતી હતી. તેની આજુબાજુ શારદા કિશોરી અને સરોજ તાપવા બેઠાં હતાં. તેઓની આંખોમાંથી વરસેલાં આંસુના ચિન્હ રૂપે તેમના ગાલ પર લીસોટા દીસતા હતા.

'દીનાનાથ ! મારા મદનની સ્હામું જોજે.' એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી શારદાએ ડચકું ખાધું.

આ શબ્દો સાંભળતાંજ પ્રત્યેકના નેત્રોમાંથી અશ્રુ ટપકયાં. ગમગીની એ હવે તેઓનો મુખ્ય વિષય હતો.

આજે મદન એક ગુન્હેગાર તરીકે કૉર્ટમાં પગલું મુકનાર હતો. આજે તેના જીવન મરણનો સવાલ ચર્ચાવાનો હતો, એટલે આ નિર્દોષ વ્હાલાંઓને ઉંઘ કેમ આવે ? સરોજના સૌભાગ્યનો દીપક આજે બુઝાશે કે બળતોજ રહેશે ? તેનો પ્રાણસમ મદન દેહાંત દંડની સજાથી દંડાશે કે પૂનર્જીવન મેળવશે. આજ વિચારો સરોજના મગજમાં ઘુંટાતા હતા.

બીજે દીવસે સાડાદશ વાગ્યા એટલે સુશીલ શારદા ભુવનમાં આવી પહોંચ્યો. તેનું ગૌરમુખ ઉદાસીનતામાં ડુબી ગયું હતું. તેના એકેએક ડગલામાં અસ્થિરતા હતી. તેણે આવતાંજ દ્વારકાદાસને કપડાં પહેરી તૈયાર થવાનું કહ્યું. આ બન્ને વ્યક્તિઓ મૂંગે મોઢે ગાડીમાં બેસી 'હાઇકોર્ટ' તરફ

વળ્યા. સરોજે જ્યાં સુધી ગાડી નજરમાંથી અદ્રશ્ય થઇ નહિ ત્યાં સુધી તે તરફ જોયા કર્યું. અંતે એક નિ:શ્વાસ નાંખી અંદર ચાલી ગઇ.



## પ્રકરણ ૧૭ મું.



## " બીન ગુન્હેગાર "







દનના કેસની સુનાવણી સાંભળવા ગૃહસ્થોની મોટી સંખ્યા તેમજ લોકોની ભીડ 'હાઈ કૉર્ટમાં' જડજના હોલમાં ભરાઇ હતી.

સ્હાંજે ચાર વાગે ન્યાયાધીશે જુરીના અભિપ્રાય સાથે એકમત થઇ ચુકાદો આપ્યો કે ખરો ખુની નવલ છે અને આ ખુન મદન પાસેથી દ્રવ્ય મેળવવા માટેજ કરવામાં આવ્યું છે, આથી હું ખુનીને જન્મ દેશનિકાલની સજા ફરમાઉં છું, અને મી. મદનલાલને આરોપમાંથી મુક્ત કરૂ છું.'

આટલુ બોલી જડ્જ સાહેબ ન્યાયાસન પરથી ઉઠી ગયા. પાંજરામાં ઉભેલા નવલને ચાર સિપાઇઓ મોટરમાં બેસાડી હાંકી ગયા.

આ ચુકાદો સંભળતાંજ મદનના પિતા અને તેનો મિત્ર સુશીલ હર્ષઘેલા થઇ ગયા. તેઓની આંખમાંથી હર્ષના આંસુ વહેતાં હતાં. પોતાનો પ્રાણસમો પૂત્ર ફાંસીના માચડા તરફ ઘસડતો ઘસડાતો અચાનક ઉગર્યો એ વિચારથી દ્વારકાદાસ શેઠના મગજ પર લોહી ચઢી આવ્યું. તેને તેને બહાર પ્રદર્શીત કરવો એ મુશ્કેલ લાગ્યું.

*        *        *        *        *

સ્હાંજના સાડા છ વાગ્યા હશે, દ્વારકાદાસ શેઠની ગાડી પૂર જોસમાં શારદા ભૂવન તરફ આગળ ધસતી હતી. જ્યારે ગાડી કમ્પાઉન્ડમાં દાખલ થઇ ત્યારે શારદા, સરોજ, કિશોરી આતુર હૃદયે માર્ગ પ્રતિક્ષા કરતાં હતા. તેમના ચિત્તમાં મદનના ભાવિની ચિંતા થયા કરતી હતી. ગાડી કમ્પાઉન્ડમાં દાખલ થતી જોઇ બધાં પરિણામ જાણવા ટટાર થયાં. જેવો મદન ગાડીમાંથી ઉતર્યો કે તરતજ કિશોરીનો અવાજ સંભળાયો ' કોણ મારો ભાઇ! મદન! છુટયો ? ' આવા શબ્દો બે ત્રણ વાર સંભળાયા. તેઓ તરતજ તેમને લેવાને નીચે દોડી ગયાં.

શારદાએ મદનને છાતી સરખો ચાંપ્યો. કીશોરી તેને વાંસે હાથ ફેરવવા લાગી, જ્યારે સરોજ અનીયમીત નયને મદનને નીહાળી રહી હતી. અતી હર્ષથી તેની જીભ જકડાઈ ગઇ હતી.

સંધ્યા થવા આવી હતી, દિવસનો થાક ઉતારવા લોકો ચોપાટી ઉપર આવવા લાગ્યા હતા. મદન પશ્ચાતાપના નિઃશ્વાસો નાંખતો આરામ ચેરપર પડયો હતો. તેનો ચ્હેરો ફુકાળ્યા જેવો દીસતો હતો. કીશોરી, સરોજ અને તેની મા શારદા તેના જીવને બહેલાવવામાં મચ્યાં હતાં, પરંતુ પાપનો કીડો તેનું જીગર કોતરતો હતો, તેથી તેને તેમની વાતમાં બીલકુલ રસ લાગતો નહી. થોડી વાર પછી તે વાળુ કરવા બેઠો પણ તેનાથી પેટ ભરી ખવાયું પણ નહિ. ખાઈ રહ્યા પછી તે પોતાના ઓરડામાં ચાલ્યો ગયો. સરોજ પણ તેની પાછળ ગઇ દ્વાર બંધ કર્યું અને સરોજે મદનનું માથું દબાવા માંડયું. ઘણે દિવસે પોતાની વ્હાલી પ્રિયાનો ઠંડો હાથ ઉષ્ણ શીર ઉપર પડતાં તેને સ્હેજ શાંતી વળી.

'નાથ! સુખેથી નિંદ્રા લ્યો, હવે કશી મુંઝવણ રાખતા ના, નહિ તો તબીયત બગડશે' સરોજ પ્રેમથી તેનો હાથ પકડતાં બોલી.

'અત્યારે ઉંઘ ન આવે એજ ઠીક છે કારણ કે ઉંઘમાં હું જંપુ તેમ નથી, મારા પાપો વળી તેમાં પણ દ્રષ્ટિગોચર થશે.' મદન દીનમુખે સરોજ તરફ જોઇ બોલ્યો.

'પ્રિય! ભુલી જાઓ હવે એ બધું'

'સરોજ! તને દુઃખી કરવામાં મેં કંઇ બાકી રાખ્યું

નથી. લોકો તને સુધરેલી અને ફેશનવાળી કહેતા હતા કેમ ? તેઓ બિચારાને તું કેવા ગુણોથી ભરેલી છે તેની ક્યાંથી ખબર હોય એટલે એમ બોલેજ ને ? તું સુધરેલી છે, તારા સુધારાઓથી તારા સંસર્ગમાં આવનારાઓ સુધરે છે. સુધારાઓના પણ પ્રકારો હોય છે. કેટલાક સુધારા સારા અને કેટલાક નબળા એમાંથી સારા સુધારાઓ બધા તારામાં છે. મારાં હૃદય! માફ કરજે, હું તો તારી અને અને સુશીલ બંને પાસેથી માફી ચાહું છું. મારો એક વખતનો સાચો સુશીલ કે જેને મેં ઠોકરે મારી તજ્યો હતો તેજ સુશીલનો અત્યારે કેટલો આભાર માનું ? કહે એનો શી રીતે બદલો વાળું ? આટલું બોલતાં બોલતાં તેની આંખોમાંથી આશ્રુનું ટીપું સર્યું. તેણે આવેશથી સરોજને મુખપાસે જઇ ચુંબન કર્યું. તેને બળતાજીગરે છાતીએ ચાંપી આગળ બોલવા માંડયું. હવે તો આપણે સુખીજ છીએ, ગભરાઈશ નહિ. હવે કોઇ મને ભમાવે નહિ, ભમાવનારો તો હંમેશને માટે દેશનિકાળ થયો છે. વ્હાલી, મેં ન કરવાનાં કામો કર્યાં અને કુદરતે તેનો શીરપાવ પણ મને આપ્યો, એ શીરપાવ પુરેપુરો ન ભોગવ્યો એ પરમાત્માની કૃપા નહિં તો આજે આપણે આમ બેઠેલાં ન હતે.'

સરોજથી રડાઈ જવાયું. તેને ક્યારનો છાતીમાં ડુમો

ભરાઇ આવ્યો હતો તેથી તે છુટે મ્હોંએ રડી પડી. મદને તેને શાંત કરવા સોડમાં દાબીને સમજાવી. જ્યારે તેનું હ્રુદય હલકું પડયું ત્યારે જરા સ્વસ્થ થઇ. એટલે બંન્ને જણાં આગલા ઝરૂખામાં ગયાં, ચંદ્ર તેની શીતળતા વરસાવી રહયો હતો. બંન્ને તેના અમૃતસમા તેજમાં ન્હાતાં હતાં. પરણ્યાં પછી આજેજ આ પ્રેમી યુગલ સુખથી બેઠું છે. એ સમયે સરોજનું પ્રેમી હ્રુદય સુખની લહરી ઉપર એક નાનકડા નાવડી માફક ઉલ્લાસથી નાચતું હતું. તેને તેના જીવનની સુખની ઘડી તે વખતેજ જોઈ. બંન્નેના મ્હોં ઉપર આનંદ પ્રસરી રહયો હતો. મદન સરોજના તેજસ્વી કપાલપર અનિમીષ નજરે નિહાળતો હતો એટલામાં પવનનું સખત વાવાઝોડું થવાથી તેઓ મીઠી નિંદ્રા લેવા શયન ગૃહમાં પ્રવેશ્યા.

## પ્રકરણ ૧૮ મું.

## 'નવલ છટકયો.'




ધ્ય રાત્રિ થઇ હતી. ચંદ્ર નાની મોટી વાદળીઓ ભેદતો દોડયો જતો હતો, સર્વત્ર શાંતી હતી. ફકત કોઇક વખત જેલની કોટડીઓમાં થતાં કેદીઓની બેડીની સાંકળ

નો અવાજ થતો. પેહેરેગીરો પણ અત્યારે જાગૃતીનો હુકમ ભૂલી જઇ સુખેથી ઘોરતા હતા. ફક્ત એકજ પહેરેગીર આમતેમ લટાર મારતો હતો. કેટલાક કંગાલ કેદીઓ ચાંચડ માંકડથી ત્રાસી કરૂણાજનક ધીમી બુમો પાડતા હતા, એવામાં એક કેદી શાંતીનો ભંગ કરતાં કોટડીમાંથી બોલી ઉઠયો 'પહેરેગીર? મારે દીશાએ જવું છે, લઇ જા.'

પહેરેગીરે સ્વસ્થ થઈ કોટડીનો મજબુત દરવાજો ઉઘાડયો, અને તેને બહાર કાઢયો. પહેરેગીર તેના એક હાથે દોરડું બાંધી તેની પાછળ ચાલતો હતો. ચંદ્રના પ્રકાશમાં કેદીનું ગંભીર મુખ દેખાતું હતું. હજી તો તેઓ જાજરા પાસે ગયા નહિ એટલામાં તેણે જોરથી આંચકો મારી પહેરેગીરના માથામાં સખ્ત મુસ્ટી પ્રહર કરી, તેની બંદુક ઝુંટવી લીધી, અને બેયોનેટ તેના પેટમાં ભોકી દીધી. પહેરેગીર એક ઉંડી ચીસ નાંખી લોહીમાં રગદો-ળાઈ ગયો. તે લીલી ઘાસમાં ઢળી પડયો. કેદી આ તકનો લાભ લઈ જોરથી ઉછળી જાજરાના છાપરા ઉપર ચઢી હાથમાંનું દોરડું દીવાળ ઉપર દાટેલા કાચમાં ભેરવી ચઢી ગયો, અને ત્યાંથી કુદકો મારી અદ્રસ્ય થઇ ગયો એક પહેરેગીરે તેને દીવાલ ઉપર ચઢતાં જોઇ કેદી નાસવાની ખબર આપવા ઘંટ વગાડયો. વીસ પચીસ સીપાઈઓ દોડી આવ્યા, કેટલાકે તેની પૂંઠ પકડી. પેલા બેશુદ્ધ

થયેલા પહેરેગીરને હોસ્પીટલમાં ખસેડયો. કોન્સટેબલો તપાસ કરવા લાગ્યા, અને બનાવ કેવી રીતે બનવા પામ્યો તે વિષે વાતો કરવા લાગ્યા. આજુબાજુની ચોકીઓમાં કેદી નાસવાની ખબર થઇ ગઇ. પોલીસે આખી રાત્રિ કેદીની શોધમાં કાઢી, પરંતુ તે તો જીવ લઇને નાઠો હતો, એટલે સવાર થતાં તો કયાં જઇ પહોંચ્યો હશે ? એ કેદી તે બદમાસ નવલ હતો. સરોજના સુખમાં વિઘ્ન નાંખનારો નવલ હતો. 'ઝેરી જમાના'નો તે કાળો નાગ હતો.

દેશનિકાલની સજા થતાંજ તેના હાંજા ગગડી ગયા હતા. તેને એકે ઉપાય ન સુઝ્યો. અંતે મધ્ય રાત્રિ થતાંજ તે ધારેલી નેમ પાર પાડી છટકયો.

તેણે નાસતી વખતે મદનને પાછો પોતાના પંજામાં સપડાવવા નિશ્ચય કર્યો- પહેલાં કરતાં હવે તેનામાં પાપવૃત્તિ વધી અને તે એટલે સુધી કે સરોજને મેળવવા મદનનું કાટલું પણ કાઢી નાંખવું તે હવે નરપીશાચ પૂરેપુરો બન્યો હતો. હવે તે તેના ગોઠીયાઓની શોધમાં હતો, અને તેમાં મુખ્યત્વે કરી તેનો જાની મિત્ર લહેરી તેને મદદરૂપ થઈ પડે એમ હતો. આમ તેનો જીવ મદનને રંજાડવાને તલસતો હતો.



## પ્રકરણ ૧૯ મું.

## "મધરાતમાં આગ."



શારદાભુવનના છજાપરના નાના નાના વીજળીના દીવાઓ ઝાંખી રોશની ફેંકી રહ્યા હતા. આગલા દિવાનખાનામાંથી ફક્ત એકજ બત્તીનો પ્રકાશ કાચની બારી ભેદી બહાર પડતો હતો. આ શાંત મધ્યરાત્રિએ મુંબઈ નગરીનું દ્રશ્ય નીહાળતાં કોઇ ઠેકાણે મકાનોમાંથી નાના નાના ટમટમતા દીવાની હારમાળા દેખાતી હતી. સાગરના ઉછળતાં મોજાં-ઓના અવાજથી માણસોના આનંદને વધારવા પેરવી કરી રહયો હતો.

એકાએક બાગના લતામંડપમાંથી એક કાળી આકૃતિ સરી ગઇ, તેની પુઠે બીજી પણ શારદા ભુવનના મુખ્ય દ્વાર આગળ આવી. આ બન્ને આકૃતિઓમાંની એક જરા ઠીંગણી અને જાડી હતી, બીજી ઉંચી તેમજ ભરાઉ લાગતી હતી. તેઓ દ્વાર આગળ એકમેકના કાનમાં કંઇક ગણગણ્યા, અને ઠીંગણી આકૃતિ પાસે આવેલા એક ઝાડ પર સડસડાટ ચઢી જઇ, એક ડાળીપર જઇ બેઠો. ઘડીભર તે સામેની

બારી તરફ જોઇ રહ્યો. બારી ખુલ્લી હતી. તેણે એક જાડું દોરડું કાઢી ઝરૂખાના એક લાકડાના થાંભલામાં ફાંસો નાંખ્યો. તે મારફતે ઝરૂખામાં તે કુદયો. તેણે કાચની બારી-માંથી અંદર જોવા માંડયું, અને નીચે પેલી બીજી વ્યકિત તરફ કંઇક અર્થસૂચક નિશાની કરી- તરતજ તે વ્યકિત નીચે લટકેલું દોરડું પકડી ઝરૂખા ઉપર આવી પહોંચી. એટલે પેલી બીજી વ્યકિત નીચે ઉતરી ગઈ, અને શારદા ભૂવનની આશપાસ શીકારી કૂતરો પોતાનો શિકાર ખોળતો હોય તેમ ફરી વળી.

ઝરૂખામાં ઉભીઉભી તે લાંબી આકૃતિ હળવેથી બારણું તોડતી હતી. અંતે તેણે બારણાની સ્ટોપર ઉઘાડી અને અંદર પ્રવેશ્યો. અંદર જોતાં મદન અને સરોજ મીઠી નિદ્રા લઇ રહ્યાં હતાં. તેઓ જાણે સ્વર્ગમાં મ્હાલતાં હોય તેમ તેમના હોઠ ઉપર આછું સ્મીત ફરકતું હતું. સરોજના કપાળ ઉપર વાળની લટો પથરાઇ હતી. દીવો તેની ઝાંખી રોશની તેના આખા શરીરના એક ભાગ ઉપર નાખતો હતો. બંન્ને પતિપત્નિ આમ મીઠી નિંદ્રા લેતાં હતાં, ત્યાં પેલી આકૃતિ ધીમે કદમે પલંગ પાસે આવી ઉભી. તેની આંખ ઉપર શ્યામ વસ્ત્રની અંધારી હતી. તેમાંથી તેની આંખો સ્પષ્ટ દેખાતી હતી. ગજવામાંથી તેણે એક પડીકું કાઢી બંન્નેના નાક આગળ ધર્યું. થોડીજ વારમાં તેઓ બેશુદ્ધ

થવા લાગ્યાં, એટલે સરોજને ઉંચકી તેણે દોરડા ઉપરથી તેણે સરકવા માંડયું, ત્યારે શારદાભૂવનની પાછલી બાજુ તરફ જુદીજ ક્રિયા થઈ રહી હતી. પેલી ઠીંગણા દેખાવની આકૃતિ કાકડો સળગાવી ઘાસની ગંજીમાં ચાંપતી હતી. એકાએક ભડકો ભભૂકી ઉઠયો એટલે એક ધીમી સીટી ફોડી તેણે દરવાજા તરફ નાસવા માંડયું, ત્યાં મોટર ઉભીજ હતી. તેમાં સરોજને લઇ પેલો પુરુષ બેઠો હતો, તેમાં તે પણ બેસી ગયો, અને મોટર ઘણીજ ઝડપથી હંકારાઇ ગઈ.

હવે શારદાભુવનમાં આગ વધારે ફેલાવા લાગી. પહેલા મજલા ઉપર આગના ભડકા જોતાંજ મદન બેબાકળો થઇ ઝબકી ઉઠયો. આંખ ફાડીને આદ્રશ્ય એકીટસે જોઇ રહ્યો. પ્રિયપત્નિ સરોજને ન જોવાથી વધારે ગભરાયો. પ્રથમ તો તેને લાગ્યું કે આ માત્ર સ્વપ્નુંજ હશે. તે ઓરડામાં મદદને માટે ચારે તરફ ઘુમવા લાગ્યો એટલામાં તો આગની પ્રચંડ જ્વાળા અંદર ઘુસી. તરતજ તે જોરથી બારણાને હડસેલો મારી બૂમરાણ કરતો નીચે આવ્યો. ઘરના બધાં માણસો જાગી ઉઠયાં. ભૈયાએ બંબાવાળાને ખબર કરી. થોડી મિનિટમાં તો બંબાવાળા આવી પહોંચ્યા. આગને કાબુમાં લાવવા બંબાવાળાએ અથાગ પ્રયત્ન કર્યો, છતાં મકાનનો પાછલો ભાગ નાશ પામ્યો હતો. અત્યાર

સુધી સરોજને ન જોવાથી મદન વધારે ગુચવાયો. તેણે આમતેમ તેની શોધ કરી પરંતુ નિષ્ફળ. શેઠ વીગેરે પણ તેને વિષે મદનને પુછવા લાગ્યા, પણ તેણે કાંઈપણ ઉત્તર આપ્યો નહિ, અને ચોધાર આશ્રુઓ તેની આંખમાંથી પડવા લાગ્યા.

એકવાર ફરી દ્વારકાદાસ શેઠના કુટુંબ ઉપર આફતની કાળી વાદળી છવાઇ રહી.

સરોજના ગુમ થયાના માઠા સમાચાર પ્રભાત થતાંજ સગાસ્નેહિઓમાં પ્રસરી ગયા. ઠેરેઠેર તેની શોધ કરી પરંતુ કંઈપણ પત્તો મળ્યો નહિ. દ્વારકાદાસે પોલીસમાં આ ખબર નોંધાવી. C. I. D.ના માણસો સરોજની શોધમાં નીકળી પડયા.

સુશીલ તો આ સમાચાર સાંભળતાં વાર સ્તબ્ધ થઈ ગયો. તેણે તો જાણી લીધું હતું કે આ કામ નવલના સિવાય બીજા કોઇનું નથી. નવલના કેદમાથી નાસી ગયાના સમાચાર તેણે પેપરમાં વાંચ્યા હતા. તે નવલ ઉપર વેર લેવાની તક જોઇ રહયો હતો, અને ગમે તે પ્રકારે વેર લેવું એ તેનો નિશ્ચય હતો. વખતે વખતે કિશોરીનું નાજુક હ્રદય રડતું ત્યારે તે સ્નેહથી તેને પંપાળી શાંત કરતો. આવી વિટંબણાઓ નડવાથી દ્વારકાદાસ શેઠ તથા શારદાનું શરિર શુષ્ક બનવા લાગ્યું.

## પ્રકરણ ૨૦ મું.

## "સરોજનું હરણ."




મ ચુંદડી પહેરી રાત્રિ પૃથ્વિ તટ ઉપર નીસરી હતી. તેના શ્યામ છાયામાં કેટલાક મકાનોમાંથી બત્તીનો પ્રકાશ પડતો હતો. પેલી અંધારી સાંકડી ગલી કે જ્યાં નવલની 'રેડ લાઈન કલબ' આવેલી હતી તે રાત્રિના વખતે પણ ખાલી દેખાતી ન હતી. તેમાંથી કવચિત માણુસોની આવજાવ થયાજ કરતી. તેમાં મોટે ભાગે પઠાણો, મવાલીઓ ત્યાં ભમ્યાજ કરતા હતા, કારણ કે એ ગલીમાં સ્ત્રીઓના શિયળનું બજાર હતું. એજ ગલીમાં નવલની ખુણામાં આવેલી જીર્ણ મકાનમાંની કલબમાંથી દીવાનો ઝાંખો પ્રકાશ બારીમાંથી પડી રહ્યો હતો.

* * * * *

જેમ જેમ રાત્રિ પસાર થતી ગઇ તેમ તેમ તે ગલીમાં શાંતિ પ્રસરતી ગઇ. કવચિત કોઇ ભટકતા લફંગાનો કઠોર હાસ્યનો અવાજ થતો. પવન જોરથી ફુંકાતો હતો. ફરીથી કોઇનો પગરવ સંભળાયો. કાળા વસ્ત્રથી ઢંકાએલી એક આકૃતિ 'રેડ લાઇન કલબ' તરફ જોરથી ધસતી હતી.

તેણે દ્વાર આગળ આવી ત્રણ ટકોરા માર્યા. અંદરથી અવાજ આવ્યો 'કોણ છે?'

તેના જવાબમાં તેણે અર્થ સૂચક સંજ્ઞા કરી. એટલે તરત દ્વાર ઉઘડ્યું, અને પેલી નીચા દેખાવની આકૃતિ અંદર ઘુસી ગઇ. અંદર તદ્દન અંધકાર હતો, ઉપર ચઢતાં ટેબલ ઉપર નાનું હરીકેન ફાનસ બળ્યા કરતું હતું. ટેબલની આસપાસ બે કદરૂપા ચ્હેરાના પુરૂષો બેઠા હતા. તેમના પોષાક ઉપરથીજ માલમ પડી આવતું હતું કે તેઓ નીચ ધંધો કરનારા હતા. તે બન્નેની સામે ટગરટગર નજર નાખતો, વિચારના વમળમાં ગોથાં ખાતો પાપી નવલ બેઠો હતો. પેલી ખુંધી વ્યક્તિના આગમનથી ત્રિપુટી ટટાર થઇ.

'લહેરી, કંઇ સમાચાર!' ધ્રૂજતા અવાજે નવલે તે આવનાર વ્યક્તિને પૂછયું. આ પુરૂષ બીજો કોઇજ નહિ પણ બદમાસ, ખૂંધો લહેરી કે જે મદનને જાળમાં ફસાવવામાં નવલનો મદદગાર હતો.

'બીજું શું હોય? તારી પુંઠે પોલીસ લાગી રહી છે.'

નવલનો ચ્હેરો વધારે ખીન્ન બન્યો.

'અરે! એક બીજી વાત કરતાં ભૂલ્યો' લહેરીએ આગળ ચલાવ્યું.

'શું?'

'હમણા બંદાજ ખુદ પોલીસના હાથમાં સપડાઇ

જાત, પરંતુ મહામુશીબતે બચ્યો.'

તેણે મીઠું મરચું ભભરાવી વાત કહી સંભળાવી.

'હવે તું શું કરવા માંગે છે?' બીજાએ નવલને પૂછ્યું. બીજું કંઇજ નહિ. પણ મદન ઉપર એક ચીઠ્ઠી લખી તેમાં જણાવીશ કે જો તે સરોજને મેળવવા ઇચ્છતા હોય તો તેણે તેના બદલામાં દશ હજાર રૂપીઆ આપવા પડશે. કેમ વારૂ, દુલીઆ, તને આ વિચાર ઠીક લાગે છે કે નહિ?'

'તું હજી બેવકુફ રહયો, તારે જો પોલીસને સ્વાધીન થવું હોય તો આમ કરજે. આ ચિઠ્ઠી તેને મળતાંજ પોલીસને તને પકડવો સ્હેલ થઇ પડશે.'

'હું કેવી યુકિતથી આ દાવ ખેલીશ તે તને ખબર ન પડે.'

'નવલની વાત સોએસો ટકા ખરી છે, નહિ તો બીજો કયો રસ્તો એવો સારો છે કે આપણા ખીસા તર કરીએ'? લહેરી દશ હજાર રૂપીયાની વાત સાંભળતાં ખુશ થઇ બોલ્યો. તે જ્યારે ખુશ થતો ત્યારે તેની ખુંધમાં ઉપર માથું દબાવતો હતો. "હવે એ વાત પછી, પરંતુ પેલી હવે ખાય પીએ છે કે નહિ?" લહેરીએ સરોજ વિષે પુછ્યું. એને અહિંજ રહેવા દેવી છે કે બીજી જગ્યાએ ઉપાડી જઇએ, ચાલો, જોઇએ તો ખરા, અત્યારે તે શું કરે છે?'

આ ચંડાળ ચોકડીએ તેજ ખંડમાં એક બારણું પડતું હતું તેની સાંકળ ઉઘાડી, અંદર દાખલ થયા.

× × × ×

ઓરડીની ભીંત ઉપર કાળાશ છવાઈ ગઈ હતી, અને કેટલીક જગ્યાએથી ચુનો પણ ઉખડી ગયો હતો. એક જુનું સ્ટેન્ડ અને એક કાથાની દોરીનો ખાટલો એટલાં તે ઓરડીમાં દ્રષ્ટિગોચર થતાં હતાં. ખાટલા ઉપર દુઃખના નિઃશ્વાસ નાંખતી એક સ્ત્રી બે હાથમાં માથું મુકી ધીરે ધીરે ડુસકાં ખાતી હતી. તેના વાળ મ્હોંપર પથરાઇ ગયા હોવાથી તેનું મુખ દેખાતું ન હતું. આ ચોકડી તેની સામે જઇ ઉભી રહી. તેમના આવતાંજ તે સ્ત્રી રડવા લાગી. લહેરીએ દીવો જરા વધાર્યો, તે પ્રકાશમાં તે સ્ત્રીનું મુખ દેખાયું. તે કમનસીબ, પીશાચના પંજામાં સપડાયેલી, સરોજ હતી. તેના ગાલ ઉપર પહેલાંના જેવી લાલી ન હતી, તેમાં ખાડા દીસતા હતા; આંખો ઉતરી ગઇ હતી. હોઠ સફેદ થઇ ગયા હતા. આખું શરીર સુકાઇ ગયું હતું. હજી તેની આંખોમાંથી મોતી જેવાં આંસુના બીંદુ ટપકતાં હતાં. નવલે ધીમેથી તેની પાસે આવી કામદ્રષ્ટિ કરી બોલવા માંડયું.

'દીલોજાન, કયાં સુધી આ દુઃખ સહન કર્યા કરશે ? જો, તારૂં જોબન કેવું બરબાદ થાય છે, આવ પ્યારી,

વધારે ન ટળવળાવ.' આટલું કહી તે હાથ પકડવા ગયો.

'સબૂર! નીચ, ઓ વિશ્વાસઘાતી, ખબરદાર જો મને અડકયો તો,' સરોજ હાથની ઝાટક મારતાં ગુસ્સાથી બોલી ઉઠી.

નવલે જવાબમાં આંખના પલકારાથી હાસ્ય કર્યું.

'નવલ, એ એમ વશ નહિ થશે, પ્રસાદી વગર સીધી થાય એમ નથી.' લહેરી મલકાતાં મલકાતાં બોલ્યો.

'સરોજ યાદ રાખજે, તું મારે તાબે નહિ થશે, મારી ઇચ્છા પુરી નહિ પાડશે તો હું મદનને આ છુરીથી દોજખમાં મોકલી દઇશ.' નવલે છુરી બતાવતાં કહ્યું.

'ચૂપ, દગાખોર, તારાથી શું થનાર છે? જ્યાં સુધી મારા પતિનો સીતારો પાધરો હશે ત્યાં સુધી તું તેનો વાંકો વાળ કરી શકે એમ નથી.' તે ડુસકાં ખાતી ખાતી બોલી.

'નવલ, એને વશ કરવાનું તારાથી નહિ બનશે, એ તો આપણા આ પીરૂમીયાંજ એનો ઘાટ ઉતારશે' નવલના એક દુલીઆ ગોઠીઆએ પાસે ઉભેલા મેલાં કપડાંથી સજ્જ થએલા, મવાલી જેવા દેખાતા પુરૂષ તરફ જોઇને બોલ્યો.

'ઇસમે કયાં? મય અકેલા યે હુકતીકુ સીધા દોર કરૂંગા.'

આટલુંજ કહેતાં તે કદરૂપો બદમાસ સરોજ તરફ ધસ્યો. તેના શરીરને ઘેરવા હાથ પહોળા કર્યા, પણ ચાલાક સરોજ હિંમત ન હારતાં મામલો ચેતી ગઇ, તે

તરતજ કુદકો મારી ખાટલાની બીજી તરફ દોડી ગઇ. ત્યાં પણ તે પાપી પહોંચ્યો, અને સરોજના બંને હાથ પકડયા. તે દુષ્ટના રાક્ષસી પંજામાંથી હાથ છોડાવવા તે ફાંફાં મારવા લાગી, પરંતુ તે પીશાચના બળ આગળ સરોજનું બળ તલ માત્ર પણ ચાલતું ન હતું.

'અબી કયા બોલતી હય? હમ કહે વો રસ્તે ચલેગી યા નહિ? બોલ, જલ્દી બોલ.' નરપીશાચે હાથ વધુને વધુ દબાવ્યા. સરોજથી સહન ન થઇ શકયું, તેથી ચીસપાડી જમીન ઉપર ઢળી મુળમાંથી ઉપડેલા ઝાડની માફક ઢળી પડી, અને બેસુદ્ધ થઇ ગઇ.

ચાર ગોઠીઆઓ ત્યાર પછી દ્વાર બંધ કરી આગળના ખંડમાં આવ્યા.

રાત્રિ વહી જતી હતી. આ ચંડાળો, ખુબ રંગરાગમાં આવી દારૂની બાટલીઓ ખાલી કરતા હતા. બધા કરતાં લહેરી વધારે ઢીંચતો હતો. તેની આંખ અધીં બીડાએલી હતી. તેનું મગજ ચક્કર ચક્કર ફરતું હોય તેમ તેને લાગતું, છતાં તેની પરવા કરતો ન હતો. લુચ્ચા નવલે બધાં કરતાં થોડું પીધું, અને તેઓને બરાબર ગાંડા થએલા જોઇ તેણે દરેકના ખીસાંમાંથી થોડું ઘણું જે મળ્યું તે તફડાવ્યું. આમ આ ક્રુર હૃદયના પીશાચોએ સવાર સુધી નીશામાં ચકચુર બની રાત્રિ પસાર કરી.

## પ્રકરણ ૨૧ મું.

## "અચાનક મેળાપ."



નવલનો એક બીજો ગોઠીઓ બંજુ કે જેણે પોતાનું નામ કૃષ્ણદાસ રાખ્યું હતું તે હવે કલ્યાણીના નિર્જન પ્રદેશના પેલા ખંડીયર ઘરમાં રહેતો ન હતો. તેણે નંદાને તજી દીધી હતી. જયા સુધી નંદાના પૈસા પુરા થયા નહિ ત્યાં સુધી તેણે તેને તજી નહિ, પરંતુ ખાવાના સાંસાં પડવા લાગ્યા એટલે એક રાત્રિએ તેણે તેને નિંદ્રામાં છોડી પોબારા ગણ્યા.

પ્રભાત થતાં બંજુને ન જોવાથી તેણે તેની તપાસ કરી પણ ફોકટ. હવે તેની આંખના પડદા ખુલ્યા. તેનો બંજુ પ્રત્યેનો પ્રેમ ક્રોધમાં પલટાયો. આવા નિર્જન પ્રદેશમાં રહેવાથી તેનું દીલ કંપવા લાગ્યું. તેને આવી ગુંચવણમાંથી છુટવાને ખુબ વિચાર કર્યો, પરંતુ તેથી તે વધારે ને વધારે મુંઝાવા લાગી, તેનું મગજ ફરવા લાગ્યું. આવી મુંઝવણમાંથી તેનાથી છુટે મ્હોંયે રડાઇ જવાયું, અને તુટેલા હૃદયે તેણે સ્ટેશન તરફનો રસ્તો લીધો. આ મુર્ખ દારાને ભાન ન હતું કે સંસાર સાગરમાં કેટલાકો કેવી રીતે 'સોનેરી જાળ' બીછાવી, પૈસા હજમ કરી, મુર્ખ નારીઓને "ઝેરી--જમાના"માં- રખડતી કરી, આબરૂની ધુળ કરે છે.

ભૂખને લીધે તેનાથી ચાલી શકાતું ન હતું. રસ્તામાં ચાલતાં ચાલતાં તે ઠોકર ખાતી, પડતી, પગમાં કાંટા વાગતા, લોહી નીકળતું. આ દુઃખથી તે હવે પસ્તાવા લાગી. જીંદગી ઉપર તિરસ્કાર થતાં આત્મ હત્યા કરવાનો વિચાર થતાં ઘડીકમાં જીભ કરડતી તો ઘડીકમાં ચોટલાની લટનો ગળામાં ફાંસો નાખતી.

સ્ટેશન ઉપર આવતાં તે તદ્દન થાકીને લોથપોથ થઇ ગઇ હતી. તેને જોતાંજ ત્યાં જતા આવતા માણસો એક દૃષ્ટિથી નિહાળતા. કેટલાક ને તેના ફાટા તુટા વસ્ત્રો ઉપર દયા આવતી અને કેટલાકો તેની ઠેકડી કરતા. તેની પાસે ટીકીટના પૈસા પણ ન હતા. કયાં જવું? એ વિચારે તેને પાગલ બનાવી. એકવાર તેને એ વિચાર સૂઝયો કે પાછું મુંબઇ જવું અને ડોસી પાસે ક્ષમા માગવી, પણ તે જાણુતી હતી કે મુંબઈ જવાથી બધા તેની વાતો કરશે, તેને ધીક્કારશે, અને તેથી તેને દુઃખ દેશે.

ટ્રેન આવવાને હજી દશ મિનીટની વાર હતી. એટલામાં તેણે નિશ્ચય કર્યો કે આજની રાત્રી ત્યાંજ પસાર કરી, ભીખ માગી, બીજે દિવસે જયાં નસીબ દોરે ત્યાં જવું. દશ વીસની ટ્રેન પ્લેટફોર્મમાં દાખલ થઈ, એટલે નંદા પ્લેટફોર્મ ઉપર આવી. તેણે આખો દિવસ ભીખ માંગીને મેળવેલા પૈસામાંથી નાશકની ટીકીટ કઢાવી હતી.

ટ્રેનમાં ગરદી થોડી હતી. તે એક મોટા કમ્પાર્ટમેન્ટમાં દાખલ થઈ.

ટ્રેન ઉપડી, નંદાના વિચારો ફરી પાછા મણુકાની માફક ફરવા માંડયા. સુમસામ રાત્રિ તેના હૃદયને ધડકાવતી હતી. ઇજીનના ભૂંગળામાંથી થતો ફકફક અવાજ શાંત રાત્રિનો ભંગ કરી નંદાને વધુ ડરાવતો હતો.

ટ્રેન એક સ્ટેશન પસાર કરી ગઈ. નંદાએ થુંકવાને બારી બહાર ડોકયું કર્યું, એવામાં એની નજર છેલ્લા બાંકડા ઉપર પડી, તે એકદમ ચમકી ઉઠી. તે એક અક્ષર પણ ઉચ્ચારી શકી નહિ. ઘડીભર જડવત્ ઉભી રહી ધારી ધારીને તે તરફ જોવા લાગી.

‘ કોણ સરોજ ? અત્યારે રાત્રિએ કયાં જતી હશે ? અને વળી એકલી ? ’ તે મનમાં ગણુગણી.

થોડી વારમાં બંનેની નજર એક થઈ. બંને બોલતાં ગુંચવાયાં.

ગાડીની ગતી ધીમી થતી ગઇ. નંદા સરોજ પાસે ગઇ. સરોજની આંખમાંથી આંસુ ખર્યાં.

‘ ભાભી ! રડો છો કેમ ? ’

પ્રત્યુત્તર ન મળ્યો.

‘ કેમ બોલતાં નથી ?’ ફરી નંદાએ પ્રશ્ન પૂછયો.

નંદાને આમ બોલતી જોઇ સામેના બાંકડા ઉપર

ઉંઘવાનો ઢોંગ કરતો એક પુરૂષ સુતો હતો, તે આળસ મરડી બેઠો થયો. તેને ભરાઉ મૂછ તથા કાળી દાઢી હતી અને ઠંડીને લીધે તેણે ઓવરકોટ પહેર્યો હતો.

'બ્હેન તમે મને નહિ ઓળખતા હોવ, હું મદનનો મિત્ર છું. મારૂં નામ કમળાશંકર. મદન નાશિક હવા ફેર કરવા ગયો છે. ત્યાં હું સરોજ બ્હેનને તેડીને જાઉં છું. આપ કયાં જવાના છો ?' તે પોતની દાઢી સમારતાં બોલ્યો.

'હું પણ નાશકજ જાઉં છું. ચાલો, ઠીક થયું. મદનભાઇને પણ મળાશે.' તે બ્હારથી ખુશ થતી પરંતુ મનમાં મુંઝાતી બોલી, તેને હવે ફીકર થઈ કે મદનને કેમ મળાશે ? તે તેને ધીક્કારશે કે કેમ ? આ સવાલથી તેની મુંઝવણમાં વધારો થયો.

'સરોજ ભાભી, ભાઇ કેટલા દીવસ થયાં નાશક ગયા છે ?' આ પ્રશ્ન થતાંજ પેલા પુરૂષે સરોજના સામું કરડાઇથી જોયું.

'થોડા દિવસ થયાં, મને બરાબર યાદ નથી.' તે બ્હીતી બ્હીતી બોલી.

'આમ ઉદાસ કેમ દેખાઓ છો? તમારી તબીએત પણ કેવી નબળી પડી ગઇ છે!'

પેલી વ્યક્તિ વચમાંજ બોલી ઉઠી.

'મદનની તબીયત હમણા સારી રહેતી નથી, તેથી

સરોજ બ્હેનને ફીકર થયાજ કરે છે. વચમાં એમને પણ તાવ લાગુ પડયો હતો એટલે એ પણ નાશક આવે તો સારૂં, એવો મદનનો વિચાર થયો છે. એમને ડોકટરે આવી નબળી તબીયતે બહુ વાત કરવાની મના કરી છે. સરોજ બ્હેન, હવે સુઇ રહો, નહિ તો વળી ઉજાગરાથી માથું દુખશે.' આમ કહી તેણે સરોજને સુવાડી દીધી.

* * * * *

નાશક આવ્યું. પેલાએ સરોજને ધીરેથી ઉઠાડી. લગેજમાં માત્ર એક બૅગ હતી, તે ઉપાડી સરોજ તથા નંદાને લઇ તે સ્ટેશન બહાર ગયો.

નંદાની હાજરીથી પેલો પુરૂષ કંઇક ગુંચવણમાં પડયો. તેના કપાળ ઉપર કરચલી વળી હતી તે ઉપરથીજ જણાઇ આવતું હતું કે તે એક મોટા વિચારમાં પડી ગયો હતો. અંતે તેના મ્હોંપર આશાના કિરણો પડયાં, તે મૂંછમાં સ્હેજ હસ્યો, અને ખુંખારો ખાધો. નંદાને ઉદ્દેશી બોલ્યો,

'બ્હેન, પેલી સામી ટાંકી જણાય છે, ત્યાંથી આ લોટામાં પાણી ભરી લાવો, એટલે હું ગાડી ભાડે કરૂં, પછી આપણે જરા મ્હોં ધોઇ શહેરમાં જઇએ' નંદા લોટો લઇ દુર દેખાતી ટાંકી તરફ ગઈ.

તે થોડે છેટે ન ગઇ હશે તેટલામાં પેલા પુરૂષે એક બંધ ગાડી ભાડે કરી તરતજ સરોજને લઈ, બેસી, ઝડપ-

બંધ જતો રહયો. આ બનાવ એટલો જલદી બની ગયો કે નંદા ટાંકી સુધી પહોંચતામાં તો તે ઘણે છેટે નીકળી ગયો.

થોડી વારમાં નંદા પાણી લઈને આવી. બન્નેને ન જોતાં આજુબાજુ તપાસ માટે દોડી. તેણે આ બધું સ્વપ્ન જોયું હોય તેમ લાગ્યું. તે સરોજ હતી કે તેના જેવા ચ્હેરાવાળી કોઇ બીજી સ્ત્રી હતી એ વિચારે તેનું મગજ ભમાવી મુકયું. પાણી ભરવા જવાનું કહી આમ અલોપ થયાથી નંદાને શંકા પણ થવા લાગી કે આ કોઇ બદમાસનું કાવત્રું હશે, અને તે સ્ત્રી તે બીજું કોઈજ નહિ પણ મદનની પત્નિ સરોજ હતી પરતુ આમ ચોરી છુપીથી નાસવાનું કારણ શું ? અને તેની સાથેના પુરૂષને તો કોઇ દિવસ નંદાએ મદનના મિત્ર તરીકે જોયો પણ નથી. આ બધી ગુંચવણીમાં અથડાતી નંદાએ ચૌટાનો રસ્તો લીધો.

## પ્રકરણ ૨૨ મું.

## " કમનસીબ કુટુંબ "




લીશાન અને રૈનકદાર શારદા ભૂવનનો દેખાવ હવે બદલાઇ ગયો હતો. આગે તેની સુંદરતા હરી લીધી હતી. તેના ઉપર થોડું સમાર કામ થતું હતું.

સુખના સમયમાં મદન તથા તેનું કુટુંબ કે જે હંમેશા

જ્હાંજે ફરવા જતું, તે હવે ઘરમાંજ ભરાઈ રહેતું. દ્વારકાદાસને વેપારમાં ભારે ખોટ આવી; ખર્ચ ચાલુજ હતો. લેણદારોનું દેવું ચુકવતાં માત્ર ગણી ગાંઠી રકમ શેઠ પાસે હતી. બહાર ગામની મીલ્કત પરસ્વાધીન થઇ ચુકી હતી. આવા દુઃખના દીવસો પસાર કરતું એ કુટુંબ અત્યારે સાંજે આગળના દિવાનખાનામાં શોચ કરતું બેઠું હતું. સરોજના ગુમ થવાથી દુઃખી કુટુંબ ઉપર જબરો આઘાત થયો મદન તેની પ્રાણસમી સરોજને, ગુણીયલ પત્નિને સંભારતાં આંસુનો વરસાદ વરસાવતો. તેના મીઠા શબ્દો સંભારતો, તેની પતિ ભક્તિને અત્યાર સુધી ન જાણી શકયો તેથી તેના હૃદયના ચુરેચુરા થઇ જતા હતા, અને વળી પોતાના કુટુંબની આવી દુઃખી સ્થિતિ જોઇ તેને વધારે લાગી આવતું.

બધાં મૂગે મોઢે બેસી રહ્યાં હતાં. કીશોરીના ગાલ ઉપર આંસુના સુકાયેલા લીટા માલમ પડતા હતા. દ્વારકાદાસ કંઇક બોલવા જતા હતા તેટલામાં ઘાટીએ આવી તેમના હાથમાં એક કવર મુકયું, શેઠે ઉલટાવી સુલટાવીને જોયું, ઉપર નાશકની છાપ હતી. તેણે કવર ફોડી પત્ર વાંચવા માંડયો. પત્ર ટુંકો હતો, અને પેનસીલથી લખાયેલો હતો. પત્ર અર્ધો નહિ વાંચ્યો હશે તેટલામાં શેઠની આંખ તિક્ષ્ણ થઈ. તેમનાથી એક ધીમો અવાજ નીકળી ગયો. બધાંએ આતુર હૃદયે શેઠના સામું જોયું; શેઠે ક્રોધથી મદન તરફ

પત્ર ફેંકયો અને કપડાં પહેરી તરતજ બહાર નીકળ્યા. શેઠની આવી વર્તણુંકથી બધા અચંબો પામ્યા.

'બેટા, કોનો કાગળ છે ? વાંચી સંભળાવને જોઉં ?'

શારદાએ આંખમાંથી એક અશ્રુનું બીંદુ ટપકાવતાં કહ્યું. મદને ધ્રૂજતે સાદે વાંચવા માંડયું.

"પૂજ્ય મામાશ્રી, તથા અ સૌ. શારદામામી,

લી૦ આપની કમનસીબ દુઃખી નંદાના પ્રણામ. હું અત્રે કેવી રીતે આવી અને કયાં હતી એ બધું વર્ણન આપને મળીશ ત્યારે કહીશ; મારાથી તમને મળવાની હિમ્મત પણ થતી નથી. હું પાપી છું, મામા ! મારૂં મ્હોંઢ પણ નથી આવતું. હું મારા પાપનું પ્રાયશ્ચિત કરૂં છું. મને હવે જીવવાનું નથી ગમતું. બીજું મદનભાઇ અત્રે કયાં રહે છે ? તે લખશો. પરમદિવસે સરોજભાભી અને મદન-ભાઈના મિત્ર કમળાશંકર ટ્રેનમાં મળ્યાં હતાં, તેઓ મારી સાથે નાશક ઉતર્યાં હતાં. મેં ભાભી સાથે વાત કરવા બહુએ કર્યું પણ કોણ જાણે ભાભીને શું ખોટું લાગ્યું છે કે જેથી તેને મારી સાથે બરાબર વાતચીત પણ કરી નથી. નાશક ઉતર્યાં બાદ સ્ટેશનની બહાર નીકળતાં, કમળાશંકરના કહેવાથી હું પાણીનો લોટો ભરવા ગઇ, આવીને જોયું તો તેઓ ત્યાં ન હતાં, આથી હું બહુ આશ્ચર્ય પામું છું એજ.

લી. નિર્ભાગી નંદા."

પત્ર વાંચી રહેતાંજ મદનથી છુટે મ્હોંયે રડાઇ જવાયું. તે એક નાના બાળકની માફક મોટેથી રડયો. આ જોઇ શારદા અને કીશોરી રડયાં એટલુંજ નહિ પણ શારદા-ભુવનમાં આજે કેટલા વર્ષો થયાં નોકરી કરતા નેકરોની આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યા. થોડીવારમાં દ્વારકાદાસ પાછા ફર્યા, તેના મ્હોંપર પહેલાંની લાલી જતી રહી હતી. તેણે મદનને સમજાવી શાંત કરતાં કહ્યું. 'ગભરાઇશ નહિ બેટા, દુઃખમાં સુખ માની લે તેજ ખરો નર, મેં સુશીલને ટેલીફોન કર્યો છે. સુશીલ આવશે પછી આપણે શું કરવું તેનો વિચાર કરીશું. નક્કિ પેલા બદમાસોનુંજ કાવત્રું છે.'

સુશીલ ઝપાટાબંધ દ્વારમાં પેઠો. તેણે આવતાં વારજ પૂછયું.

'કાકા, શું ખબર છે?'

'લે આ કાગળ, વાંચી જો.' મદને કાગળ આપતાં કહ્યું.

પત્ર પુરો વાંચી રહી સુશીલ બોલ્યો, 'કાકા, એ પણ ઠીક થયું.'

'કેમ વારૂ, ભાઇ!'

'આપણને સરોજ બ્હેન ધારવા કરતાં વ્હેલાં મળશે.' સુશીલ બોલ્યો.

સુશીલના આવા હિમ્મત ભર્યા ઉદ્દગારોથી તેઓને શક્તિ મળતી. આવા દુઃખમાં કોઇપણ તેઓની મદદે ઉભું

રહ્યું હોય તો તે સુશીલ એકલોજ હતો. 'સુશીલ, તું બેટા બહુ ડાહ્યો છે, તારી આવડી નાની ઉંમરમાં આટલું વૃદ્ધ જેટલું જ્ઞાન અને ડહાપણ જોઇ હું ઘણી અજબ થાઉં છું, ભાઇ મારે તો જેવો મદન તેવોજ તું છે.' શારદા સુશીલના માથે હાથ ફેરવતાં બોલી.

*　　*　　*　　*　　*

અંધારૂં થયું હતું, વાળુ કરવાની વખત થઈ ગઇ હતી, પરંતુ કોઇને ખાવાનું રૂચતું નહિ. સુશીલને ઘણો આગ્રહ કર્યાથી તેણે પણ સર્વે સાથે ખાઇ લીધું. ખાતાં ખાતાં મદન બોલ્યો 'બાપૂ, આજે સવારે પેલો કસ્તુરચંદ ઉઘરાણીએ આવ્યો હતો; મેં કહ્યું કે પછી આવજે છતાં તે પૈસાની માંગણી કર્યાંજ કરતો હતો.'

'હવે તે નહિ આવે, કાકા મેં તમારૂં દાગીનાનું બીલ ચુકવી દીધું છે.'

'સુશીલ, તું કેવો દયાળુ છોકરો છે! તારૂં દીલ પણ કેટલું કોમળ છે! તને અમારા દુખમાં શું ભાગ લેવાનું મન થાય છે! ભાઇ તારા માબાપ જાણશે તો તને શું કહેશે?' દ્વારકાદાસ આ વાત જાણી બોલ્યા.

'કાકા, કંઈ કહેશે નહિ, પરંતુ મને શાબાશી આપશે. આ તો શું પણ મારા જીવના જોખમે પણ હું મદનના લાભને માટે જે કરવું ઘટે તે કરૂં.'

'સો વર્ષનો થજે, ભાઈ, અને મદન સાથે આવુંજ હેત રાખજે.'

દ્વારકાદાસે આશીર્વાદ દીધો. વાળુ કર્યા બાદ સર્વે જરૂખામાં બેઠાં. શોકમાં એકચિત્ત થયેલા મદનને ચિંતામાંથી દુર કરવા સુશીલે અનેક વાતો કહી પણ તે દિવાનાનું હ્રુદય તો તેની જીવન સખીની ઝંખના કર્યા કરતું હતું. તે હવે પુરેપુરો નીંદ્રામાંથી જાગી સારા રસ્તા પર આવ્યો હતો, અને કુમાર્ગે ચાલતાં જે દુઃખ સ્હેવું પડયું તેની યાદ કરતાં અતી શોચ કરતો હતો. તેની આંખમાંના ઝળઝળીઆં જોઇ શેઠે અતી મમતાથી તેને પાસે બેસાડી બોધ દીધો.

"મદન, મારે હવે તને વધારે કહેવાનું રહ્યું નથી, પ્રભુએજ તને શિક્ષા કરી છે. મારૂં કહ્યું સાંભળ્યું નહિ ત્યારેજ આ પરિણામ ભોગવવાનો બખત આવ્યો, આથી તને એકલાનેજ નહિ પણ આખું કુટુંબ સંકટમાં સપડાયું છે; હવે શોચ કરે કંઇ વળે એમ નથી. માત્ર એટલુંજ ધ્યાનમાં રાખ કે હવેથી મિત્રો કરે તે બરાબર તપાસીને કરજે. દુનિઆમાં સુશીલ જેવા મિત્રો મેળવવા મુશ્કેલ છે. હીરાઓમાંથી સાચો હીરો ભાગ્યેજ પ્રાપ્ત થાય છે. સુશીલને કદી પણ છોડતો નહિ, એ તને સુખમાં પણ ચ્હાશે અને દુઃખમાં પણ વળગી રહેશે..........."સુશીલની પ્રસંશા સાંભળતાં

કિશોરીના મુખમાં સ્મીત ભરાઇ આવ્યું; આ તારી બા અને હું તો હવે થોડા દિવસના મ્હેમાન છીએ, પછી તારેજ ઘરખટલો ચલાવવો પડશે. અમે કીશોરીને પરણાવીને મરીયે તો સારૂં નહિતો તારેજ એ કાર્ય કરવું પડશે. તારે તો આખો સંસાર ખેડવાનો બાકી રહ્યો. બીલકુલ મૂંઝાતો ના, મારા વ્હાલા બેટા, ઇશ્વર સૌ રૂડાં વાનાં કરશે. એમ જાણજે કે થોડા દિસસમાં સરોજ પાછી મળશે. પ્રભુ તને સો વર્ષનો કરે અને તારા કુટુંબ સાથે સુખી રાખે.” બધાની આંખમાંથી આંસુના બીંદુ સરી પડયાં. આટલું બોલી દ્વારકાદાસ શયનગૃહમાં ચાલ્યા ગયા, અને સુશીલ તેમની રજા લઇ ઘર તરફ વળ્યો.

## પ્રકરણ ૨૩ મું.

## “નવલની શોધમાં લહેરીની મદદ.”



શાંરદાભુવનમાંથી નીકળી સુશીલે એક વીકટોરીઆ ભાડે કરી ઘર તરફ હંકારાવી. કદી કદી વીકટોરીઆ ગરદીને લીધે એકાએક થોભતી ત્યારે તેની વિચાર માળા તુટતી. ઘર વટાવી ગાડી વીસ પચીસ પગલાં આગળ ચાલી ગઇ છતાં તેનું ભાન રહ્યું નહિ. છેવટે ગાડીવાળાએ કહ્યું ‘શેઠ, ગાડી

ક્હાંસે લેઉં ?' પૂછયું ત્યારે તેણે જોયું તો ગાડી, આગળ જતી રહી હતી. તે ભાડાના પૈસા આપી ઘર તરફ ગયો.

સુશીલની માતા સુશીલના જેવાજ સ્વભાવની હતી. તેપુખ્ત ઉંમરની સદ્ગુણનો ભંડાર હતી. તે તેના તેજસ્વી મુખ ઉપરથી માલમ પડતું હતું. તેને માત્ર એક સુશીલ અને પ્રભા એ બે સંતાનો હતાં. પ્રભા સુશીલથી બે વર્ષ નાની હતી. પ્રભામાં પણ માતાના ગુણો ઉતર્યો હતા. પ્રભા જરા ઠીંગણી હતી, ગૌરવર્ણની હતી. તેનામાં દરેકને આકર્ષવાની શક્તિ હતી, અને તે રૂપથી નહિ પણ તેનામાં વસેલા ગુણથી. તેનું હૃદય બહુ કોમળ હતું. પારકું દુઃખ તેનાથી ખમી શકાતું નહિ. તે સારે ઘેર પરણી હતી. તેનો પતી બેરીસ્ટર હતો. ભાઇ તેના પ્રાણ સમો હતો. તેણે ગુજરાતીનું સારૂ જ્ઞાન મેળવી, અંગ્રેજી પણ કામચલાઉ, સુશીલ પાસેથી શીખી કુટુંબમાં તે અતી પ્રિય થઇ પડી હતી. તેનો ટીખળી સ્વભાવ તેના પરિચયમાં આવનારને આનંદ ઉપજાવતો હતો. કેટલીક વખત સુશીલ બ્હારગામ જતો ત્યારે પ્રભાને પૂછતો, 'પ્રભા, તારે માટે શું લાવું ?'

તે ખડખડ હસ્તાં કહેતી 'મોટાભાઇ, મારે તો બીજું કંઇ નહિ જોઇએ, ફક્ત ભાભીજ જોઇએ.' આ સાંભળતાંજ સુશીલ તેને વ્હાલથી ટપલી મારી ગુસ્સે થવાનો ડાળ

કરતો પણ પ્રભા તેને વધારે ચીડવતી.

આ ભાઇ બ્હેનમાં ક્લેશનું નામ નિશાન ન હતું. બન્ને તેમની માતાને પૂર્ણ રીતે ચાહતાં.

રાત્રિના નવના ટકોરા થયા હતા. સુશીલની માતા મંગળા, સુશીલની રાહ જોતી બારીએ બેઠી હતી. પ્રભા પણ રસોઇ તૈયાર કરી સુશીલના આવવાની રાહ જોઈ રહી હતી. એટલામાંજ સુશીલ આવી પહોંચ્યો.

'સુશીલ, બેટા કેમ વાર લાગી ?'

'મદનને ત્યાં ગયો હતો'

'સરોજના કંઈ સમાચાર મળ્યા ? અરરર પ્રભુ! કેવી આફત !'

તે ભલી સ્ત્રી નિઃશ્વાસ નાખતાં બોલી ઉઠી. 'તેનો પત્તો મળ્યો છે. તે હાલ નાશકમાં છે. હું આજની રાત્રિની ગાડીમાંજ નાશક જવા માંગું છું.'

'કેમ બેટા એવું શું છે !' તે વચમાંજ બોલી ઉઠી.

'બા, અત્યારે વાત કરવાનો સમય નથી મને જેમ બને તેમ જલદી જવા દે' તે ઘણોજ ઉતાવળમાં હોય એમ લાગતું હતું.

પ્રભા ભાઈને આવી ઉતાવળમાં જોઇ ગભરાઈ ગઇ, પરંતુ તેણે એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ.

સુશીલ જમી રહયો એટલા વખતમાં પ્રભાએ તેના

કપડાં વીગેરેની બેગ તૈયાર કરી. સુશીલ તૈયાર થઇ રાત્રની ટ્રેન પકડવા વિચાર કરી, બંન્નેની રજા લઇ ઉપડી ગયો.

સ્ટેશન ઉપર આવતાં ટ્રેન આવી હતી તેમાં ચઢી બેઠો. ટ્રેન ઉપડી એટલે તેણે સરોજને કેવી રીતે મેલવવી તેની યુક્તિઓ રચવા લાગ્યો. ટ્રેનનો ધમધમાટ તેના વિચારોમાં ખલેલ કરતો ન હતો.

ટ્રેન રસ્તામાં લેટ થઇ, આથી સુશીલ પાંચ વાગે નાશક ઉતર્યો. તેણે સીધો લૉજનો રસ્તો લીધો. તેને નાશકમાં ઓળખનારા હતાં, પરંતુ તેમને ત્યાં ઉતરવાને બદલે લૉજમાં ઉતરવાનું તેણે વધારે પસંદ કર્યું.

લૉજમાંથી જમીને તે બાર વાગે C. I. D.ની ઓફીસમાં ગયો. ત્યાં તેણે બધી હકીકત કહી, અને પત્તો મેળવવા જણાવી ત્યાંથી તે મંદીર તરફ ગયો. દર્શન કરી તે મંદીરમાંથી બહાર નીકળતો હતો તેવામાં તેની આસપાસ ભિખારૂઓ ભીખ માંગવાને વીંટળાયા. તેની નજર એક દુર બેઠેલી બાઇ ઉપર પડી, તે ચોંકયો. બીજી વાર બારીકાઇથી તેણે તે બાઇ તરફ દ્રષ્ટિ નાખી. તરતજ તેના તરફ દોડયો. પેલી બાઇ પણ એને જોઇ વિસ્મય પામી. તે બન્ને એક પણ શબ્દો બોલ્યા સિવાય ત્યાંથી બહાર નીકળ્યાં.

× × × ×

તે સ્ત્રી બીજું કોઇજ નહિ પણ નંદા હતી. તેઓ

એકાંત જગ્યામાં આવ્યાં, એટલે નંદાએ બધી વાત વિગતવાર કહી; સુશીલે વચમાં પૂછ્યું. 'પછી શું થયું?'

"ત્યાર પછી તેઓ ગાડીમાં બેસી ચાલી ગયાં હોવાં જોઇએ, પછી મેં એક પત્રમાં આ વાત જણાવી, તે પત્ર દ્વારકાદાસ મામા ઉપર બીડયો.' નંદાએ વાત કરતાં જણાવ્યું. 'હા, તે પત્ર અમે વાંચ્યો હતો પછી, !' સુશીલે પુરેપુરી વાત સાંભળવા ઇચ્છા બતાવી. 'તેમના આમ એકાએક ચાલી જવાથી મને સરોજને મેળવવાની આશા જતી રહી. મેં ત્યારથીજ જાણ્યું હતું કે આમાં કંઈપણ ભેદ હોવો જોઇએ. ત્યાર પછી ભીખ માંગતી આ દેવ મંદીરમાં હું પડી રહું છું. ભાઇ, હું જ્યારે મારી પાછલી જીંદગી યાદ કરૂં છું. ત્યારે મારૂં હૈયુ ભરાઇ આવે છે. મને મારી માસી તથા મામા આશરો આપશે કે કેમ તેનો વિચાર કર્યાજ કરૂં છું. ભાઇ આગળની હકિકત તો આપ જાણતાજ હશો. તે ચંડાળે મને ફસાવી હે પ્રભુ !" આટલું બોલતાં તેની આંખો અશ્રુથી ભરાઇ આવી. સુશીલે તેને શાંત કરી બે રૂપીઆ આપ્યા. અને સાંજે મંદીરમાંજ મળવાનું કહ્યું, પછી તેઓ છુટા પડયા. તેણે જ્યારે નંદાના હાથમાં બે રૂપીઆ મુકયા ત્યારે એક ઠીંગણી આકૃતિ દુર તેઓની હીલચાલ બારીકાઇથી નિહાળી રહી હતી, પરંતુ સુશીલને તેનો બીલકુલ ખ્યાલ

ન હતો. જેવો તે લૉજ તરફ ગયો તેવોજ તે માણસ સુશીલની પાછળ પાછળ આવતો હતો. સુશીલ લૉજમાં પેઠો. તેની પુંઠે તે પણ આવ્યો. અને સુશીલ કયા ઓરડામાં જાય છે એ તેણે જોઇને ધ્યાનમાં રાખ્યું અને ઓરડાનો નંબર લખી લીધો.

સાંજના સાડા ચાર થયા હશે. ફરી પાછો પેલો બટુક પુરુષ આવ્યો. તેનો ડ્રેસ ભપકાબંધ હતો. ઘડીકમાં સીટી વગાડતો, તેની નાની લાકડી ફેરવતો લૉજના પગથીઆં ઉપર ચઢયો, અને મેનેજરની સાથે વાત કરવા લાગ્યો.

'બારમા નંબરની રૂમમાં મારા એક દોસ્ત મી. નાનુભાઇ કરીને ઉતર્યાં છે તેમને હું મળવા માગું છું"

મેનેજરે ચોપડામાં જોયું અને બોલી ઉઠયો, 'નહિ, તેમનું નામ તો સુશીલકાન્ત છે.'

'Oh! I see ઠીક છે સાહેબજી' તે જરા આગળ વધ્યો અને ધીરે ધીરે દાદરના પગથીઆં ચઢી બારમા નંબરની રૂમમાં ડોકીયું કર્યું તો જણાયું કે સુશીલ અંદર ઓઢીને સુતો હતો. પેલા પુરૂષે એક ઘાટીના પોરીયાને બોલાવી, સુશીલ જયારે જાગૃત થાય ત્યારે તેને ચીઠ્ઠી આપવાનું કહી તે દાદર ઉતરી ગયો.

થોડીવાર પછી સુશીલ જાગ્યો; છોકરાએ આવી તેના હાથમાં ચીઠ્ઠી મુકતાં કહ્યું 'शेठ एक मनुष्य आला होता आनी

તેની તુમાલા દીયાલા ચીઠ્ઠી માલા દીલી હયે. આટલું કહી તે ત્યાંથી ચાલ્યો ગયો. સુશીલે ચકિત થઇ ચીઠ્ઠી વાંચી, તેમાં લખ્યું હતું કે :—

"સાહેબ,

આપને હું ઓળખું છું. તમે પણ મને ઓળખતા હશો. હું આપને એક અગત્યના કામ માટે મળવા માગું છું. હું ધારૂં છું કે આપ કદાચ હું જે બાબત ઉપર વાત કરવા માંગું છે તેને માટેજ આપ અહીં આવ્યા હશો. હું જરૂર આજ રાત્રે નદી કિનારે ઉત્તર દિશા તરફના નાના પુલ તરફની વડની ઘટા છે ત્યાં મળીશ. આપ આવશો તો આપને જરૂર લાભ થશેજ

આપ પછીથીજ ઓલખશો."

ચીઠ્ઠી લખનારનું નામ ન હોવાથી સુશીલ વધારે ગુંચવાયો. ચીઠ્ઠીમાં લખેલે સ્થલે જવું કે નહિ તે માટે વિચારવા લાગ્યો.

વળી કોઇ બદમાસનું કાવત્રું તો ન હોય, ગમે તેમ થાય પણ એક વખત છુપાઇને જવું તો ખરૂં. આમ વિચાર કરતાં તેણે છોકરા પાસે ચ્હા મંગાવી પીધી અને સીગાર સળગાવી ઓરડામાં ફરવા લાગ્યો. દીવાબતી થઇ ત્યાં સુધી સુશીલ ઓરડામાં ભરાઇ રહયો. અંધારૂં થતાં તેણે વાળુ કર્યું, અને સુટ પહેરી ખીસામાં એક નાની સરખી

રીવૉલ્વર રાખી નીકળ્યો. કંઇપણ ઝપાઝપી થાય તેને માટે તે તૈયારજ હતો. નદી દુર હોવાથી તેણે ગાડી ભાડે કરી, અને પુલથી થોડે દુર ઉતરી પડી ગાડીવાળાને ભાડું ચુકવી આપ્યું.

લગભગ દશ થવા આવ્યા, અગીયાર થયા, તે પુલની સામેની ઘટામાં છુપાઈ રહયો કે જ્યાંથી તે સામે બધું જોઇ શકતો હતો. શુદ ચૌદશ હતી એટલે ચંદની સારી હતી. થોડો વખત થયો હશે એટલામાં સામેની ઘટામાંથી એક નાનું સરખું જનાવર સરકતું હોય તેમ એક આકૃતિ નીકળી આવી. તે પુલ તરફ આવતી હતી. સુશીલે-તરતજ રીવૉલ્વર પર હાથ નાખ્યો. એજ સમયે પેલાએ ધીમી સીસોટી વગાડી, અને સુશીલની નજીક આવી પહોંચ્યો

'મહેરબાન, આપણાથી અહીં વાતચીત થશે નહિ માટે ચાલો સામે પેલો ધોળો પથ્થર દેખાય છે ત્યાં.' ઢીંગુસે તેની પાસે આવતાં કહ્યું.

'જો, કંઇપણ દગો રચ્યો તો મારી પાસે રીવૉલ્વર ભરેલી છે એ યાદ રાખજે.' બહાદુર સુશીલે તેના જવાબમાં જણાવ્યું.

'સાહેબ, એમ ગુસ્સે શું થાઓ છો?' તેણે નમનતાઈથી પ્રત્યુત્તર દીધો. તેઓ પથ્થર આગળ આવ્યા. ત્યાં

પણ એક તરફ ઝાડી હતી તેમાં આ બન્ને જણા છુપાયા.

'સાહેબ, જુઓ, અને મને ઓળખો કે હું કોણ છું?' આમ કરી તેણે કાંડી સળગાવી તેના ચ્હેરા સામે ધરી.

'ઓ...તું કોણ? પેલા નીચ નવલ સાથે ફરતો હતો તેજ મદનને સપડાવવામાં તું પણ હતોને? કમબખ્ત ઉભો રહે, અહીંથી તને જીવતો જવા દેવો એ જોખમ ભરેલું છે.' સુશીલે તેજ વખતે રીવોલ્વર કાઢી તેની સામે ટાંકી.

'મહેરબાન, આપ દયાળુ છો, મારી વાત તો સાંભળો પછીથી હું મરવા ખુશી છું, હું તમને એવી વાત કરીશ કે તે સાંભળ્યા પછી તમે મને ઇનામ આપશો.'

'બોલ જોઈએ જલ્દી, શું છે?'

'નવલની સ્ત્રી સરોજ અહીં નાશકમાં છે'

'તે મને ખબર છે, પછી.'

'ભાઇ સાહેબ, જરા ધીરે થાઓ હજી તો મારે બહુ કહેવાનું છે, અને તે કયાં છે તે પણ મને ખબર છે.'

'ઓ બેવકુફ! જલ્દી બોલ, નકામી વાતને લંબાવ ના.'

'હયો ત્યારે બધીજ વાત કહું છું. પરંતુ પહેલાં નક્કિ કરો કે આ વાત કહું તેના બદલામાં મને શું આપશો?'

'પહેલાં વાત કહે પછી જોઇશ.'

'ઠીક ત્યારે, પણ મને નિરાશ ના કરતા હું સાહેબ !' તે જરા ધ્રૂજતો ધ્રૂજતો બોલ્યો.

'વાત એમ છે કે હુ. નવલ અને એક બીજો માણુસ સરોજને રાત્રિએ ઉઠાવી મુંબઇમાં અમારી 'રેડ લાઈન કલબમાં' રાખી હતી. શારદા ભુવનને આગ પણ અમેજ લગાડી હતી.

મદનની આંખ લાલચોળ થઇ ગઇ, પછી એક રાત્રે નવલ સરોજને નાશક લઇ આવ્યો. રસ્તામાં મદનની કોઇ એક સગી સાથે નવલનો મેળાપ થયો. પરંતુ ચાલાક નવલે તેને જરા પણ વ્હેમ આવવા દીધો નહિ તેને બીજે ત્રીજે દિવસે હું અને એક બીજો માણુસ નવલના રહેઠાણે આવ્યા. આ મકાન મુસલમાનોની વસ્તીમાં છે. નવલ હાલ મુસલમાની ડ્રેસ પહેરે છે. અને એક સાધારણ માણુસ તરીકે રહે છે. સરોજને એક નાની કોટડીમાં પુરી તેના પર સખત જાપતો રાખવામાં આવ્યો છે. અમને નવલે આ ઠેકાણું પહેલેથીજ જણાવ્યું હતું એટલે અમે પણ મુસલમાનના પોશાકમાં ત્યા ગયાં. નવલની સાથે રહ્યા પછી મારે કેટલાક કારણોમાં તેની સાથે તકરાર થઇ. આથી મેં તેની દોસ્તી છોડી દીધી. અને એક સમે છાની રીતે નીકળી નાઠો, કારણકે નવલ મને સહીસલામત જવા દે એમ ન હતો કારણ કે તેને ભય હતો

કે કદાચ આ વાત કોઇને જણાવી દઉં. અત્યારે તો એ મારી તપાસમાંજ હશે. હું છુપાતો છુપાતો શહેરમાંથી કોઇ બીજે ગામ નીકળી જવા જતો હતો તેટલામાં મેં આપને પેલી સ્ત્રી સાથે વાત કરતાં જોયા. મે આપને અગાઉ મુંબઈમાં જોયા હતા. અને હું જાણું છું કે આપ મદનના સાચા મિત્ર છો. તમારે સરોજને મળવું હોય તો ઉતાવળ કરો નહિ તો તે મને છુટી ગએલો જાણી તે મકાનમાંથી નાસી જશે. ચાલો હું તમને દુરથી તે મકાન બતાઉં.'

'તે મકાન કયાં છે?'

'તમને નહિ જડશે, પરંતુ, તે અચકાતાં બોલ્યો મને હવે ઇનામ શું આપશો?'

'બદમાસ, તને નહિ કહ્યું કે પછીથી જોઇશ, ચાલ આગળ થા, મને તે મકાને લઇ જા.' પીસ્તોલ બતાવતાં કહ્યું

તરતજ તે બન્ને ઝપાટાબધ શહેર તરફ ચાલ્યા. સુશીલના પગ આ વખતે શીકારી કુતરાની માફક ઝપાટાબંધ ઉપડતા; કવચિત પેલો પુરુષ સુશીલની ગતિને પહોંચી વળતો નહિ ત્યારે ધીરે ચાલતો. લગભગ પોણા કલાકે એક નાનું સરખું બજાર વટાવી તેઓ ગંદી વસ્તીમાં આવી લાગ્યા કે જ્યાં બદમાસોની વસ્તી માલમ પડતી હતી. સુશીલે ઠીંગુજીનો હાથ પકડી કહ્યું, 'ચાલ, ચોકી ઉપર જઈ આવીએ.'

'ના ભાઇસાહેબ, તમે મને પોલીસને સ્વાધીન કરો.'

'નહિ તને પકડાઉં, મારે આ કામમાં પોલીસની મદદ લેવી પડશે'

બન્ને જણા ચોકી ઉપર ગયા, સુશીલે પોલીસની મદદ માગી. ફોજદાર જાતે વેશ બદલી તેની સાથે નીકળ્યા. રસ્તે ચાલતાં સુશીલે ઠીંગુસના કાનમાં કહ્યું;'

'અલ્યા તારૂં નામ તેં કહ્યું નહિ,'

'જી, મારૂં નામ લહેરી.'

'ઠીક. તું પ્રથમ તો એ મકાનમાં જા, અને નવલની સાથે જાણે કંઇપણ તેની સાથે તકરાર થઇ ન હોય તેવી રીતે વર્તજે. ત્યાર પછી તું કોઇપણ પ્રકારે અમને ખબર કરજે એટલે અમે આવીશુ. સાવચેત રહેજે, જો આ કામ થયું તો તને ભારે ઇનામ આપીશ, જા એટલુંજ.'

લહેરી ખુંધ હલાવતો હલાવતો ત્વરાથી સામેની ગલીમાં ગયો. ઇન્સ્પેકટર તથા સુશીલ પણ તેની પાછળ ધીરે ધીરે ગયા.

અર્ધો કલાક વહી ગયો હશે એટલામાંજ ખુંધો પાછો ફર્યો. તેણે આવી સુશીલના કાનમાં કહ્યું. 'સાહેબ, શિકાર છટકી ગયો છે, આપણે બહુ મોડા થયા; હું ઉપર ગયો ત્યારે એક મુશલમાન અંદર જુના બાંકડા ઉપર બેઠો હતો,

તે મને ઓળખે છે એટલે હું અંદર જઈ શકયો. તેણે મને જોતાંજ કહ્યું કે નવલ નાશકમાં નથી. તે ગઇ કાલે ઉપડી ગયો છે, બે ત્રણ દિવસમાં આવવાની વકી છે. મેં સરોજને વિષે પૂછતાં જણાયું કે તે પણ નવલની સાથે ગઈ છે.'

'મી. સુશીલકાન્ત, આ માણસ કહે છે તે મને સત્ય લાગતું નથી.. આપણે ઉપર જઇને જોવામાંજ ફાયદો છે, કારણ કે ગુન્હેગારો પોલીસને આડે રસ્તે દોરવવાના ઉપાયો આવી રીતે યોજતાજ રહે છે.' ફોજદારે સુશીલને સમજાવતાં કહ્યું. તેઓ ત્રણે જણા તે મકાન આગળ આવ્યા. લહેરી આગળ ચાલતો હતો અને ફોજદાર તેની પાછળ હતા. ઉપર આવી તે ઓરડાનું બારણું ઠીંગુસે હળવેથી ખખડાવ્યું.

'કોણ?' અંદરથી અવાજ આવ્યો આ અવાજની સાથેજ કંઈક માણસના ધસારાબંધ ચાલવાનો ખડખડાટ પણ સંભળાયો.

ફોજદાર સાવધ થયો. તેણે સુશીલને હોંશીયાર રહેવા કહ્યું 'મીસ્ટર સુશીલ આપણો શિકાર અહિંજ છે, એમ ખાત્રી છે' તે તદ્દન ધીરેથી સુશીલના કાનમાં ગણગણ્યો.

એક મજબુત બાંધાના મુસલમાને બારણું ઉઘાડયું. તેણે દ્વાર ઉઘાડતાં વધારે વખત લગાડયો હતો. 'કયું લહેરી ફીર આયા, યે સબ કોન હૈ?'

'મેરે દોસ્તો હૈ, મેં જરા આપકી સાથ બાત કરનેકું મંગતા હું.'

'આઇએ' તેણે ત્રણે જણાને અંદર બેસાડયા.

લહેરી ફોજદારની સૂચના મુજબ તેની સાથે વાતોના તડાકા મારવા લાગ્યો; પરંતુ પેલાનું ચિત્ત તેમાં ન હતું. તે આકુળવ્યાકુળ થતો હતો. ઘડીકમાં અંદર નજર નાખતો તે મુસલમાન છેવટે બોલ્યો.

'દોસ્ત, મુઝે ઉંઘ અબી આતી હૈ; કબઅપન મીલેંગે? અબતો મેં સો જાઉંગા.' ફોજદાર તરતજ ચેતી ગયો. તે પાછલા ભાગ તરફ દોડયો. સુશીલ અને લહેરી પણ ત્યાં ગયા. આ લાગ જોઈ પેલો મુસલમાન જીવ લઇને નાઠો. ફોજદાર ગટરની બારી તરફ દોડયો તેજ વખતે તે બારી નીચે આવેલી ગટરમાંથી મજુર જેવો લાગતો પુરુષ માથા ઉપર ગાંસડી મુકી નાસતો હતો.

'સુશીલકાન્ત, આપણે બે મિનિટ મોડા થયા; જુઓ તેજ બદમાસ નાસે છે.' ફોજદાર નિરાશ થઇ બોલ્યો.

'ચાલો નીચે, તેને પકડીએ' સુશીલ તેને પકડવાની ઉતાવળ કરતાં બોલ્યો.

તેઓએ બાજુના નાના ઓરડામાં બારીકાઇથી તપાસ કરી. વચમાંજ લુગડાનું ચીંદરૂં પડેલું જોયું.

'આથી વધારે શી સાબીતી હોય ?' સુસીલ કંઇક હર્ષિત થતાં બોલ્યો

'કેમ વારૂ, તમે શું કહેવા માંગો છો ?' ફોજદારે પૂછયું.

'સરોજબહેન આજ ભાતનું લુગડું પહેરતાં હતાં.' તેણે ફોજદારને કટકો બતાવતાં કહ્યું.

આમતેમ વધુ તપાસ કરતાં કંઈપણ વધારે જાણુવાનું ન મળી શકવાથી તેઓ નીચે ઉતર્યાં; અને એક ગાડી કરી લૉજમાં ગયા. ત્યાંથી સુશીલે તેની બૅગ લઈ ફોજદાર તથા લહેરીની સાથે સ્ટેશન પર ગયો.

ફોજદાર મુખ્યત્વે કરી દરેક મજુર ઉપર ધ્યાન આપતો હતો, અને ત્રણ ટ્રેનો આવી ગઇ ત્યાં સુધી તેઓ ત્યાં થોભ્યા

મળસ્કું થવા આવ્યું ત્યાં સુધી તેઓએ નવલને પકડવાની આશા રાખી. ફોજદારને માલમ પડયું કે નવલ હજી શહેરમાં કોઈક ઠેકાણે ભરાઇ બેઠો હોવો જોઇએ. આમ હાથમાં આવેલો શિકાર છટકી જતાં તે બન્નેને ખેદ થયો, અને લહેરીને પોતાના ઈનામની આશા જતી રહેલી જાણી દીલગીરી ઉપજી. અંતે તેઓ સાડાચાર વાગ્યાની ટ્રેનમાં મુંબઇ ઉપડી ગયા.

## પ્રકરણ ૨૪ મું.

## "ઝેરી જમાનામાં પાપનું હૃદયભેદક પરિણામ."



અંધારી રાત્રિ હતી. લોકો આખા દિવસની મહેનતથી થાકી ગયેલા સુવાની તૈયારી કરતા હતા. થંડીને લીધે કેટલાક સગડીની આજુ-બાજુ બેસી તાપતા હતા. મુસાફરો રાત્રિ થવાથી ગાડાની પાસે ઘાસનું તાપણું સળગાવી તાપતા હતા. આ વખતે આ તારાપુર ગામમાં કોઇક ભિખારૂ એક નાનું ફાનસ હાથમાં પકડી શેરીમાં 'ગરીબ ભિખારીકુ ભોજન દે' એ પ્રમાણે લાંબા સરોદથી બોલતો બોલતો ફરતો હતો. તે બહુ જ ધીમે ધીમે ચાલતો હતો, અને વચમાં પીડાતો હોય તેવા દુઃખના ઉદ્‌ગારો કાઢતો હતો. તે તાપણા પાસે આવ્યો. તાપણાનું અજવાળું તેના આખા શરીર ઉપર પડતું હતું. તેનું આખું અંગ લકવાથી ધ્રૂજતું હતું. તેના આખા શરીર ઉપર ગરમીના ચાઠા પડી ચામડી કોઇક ઠેકાણેથી ઉતરી ગયેલી હતી તેથી તેના ઉપર પાટા બાંધેલા હતા, છતાં તેમાંથી પરૂં વહેતું હતું. પેલા વટેમાર્ગુઓને તેની સ્થિતિ જોઇ દયા આવી. તેમાંના બેએ તેને બે આનાના પૈસા તથા પોતાની પાસેના ભાથામાંથી થોડુંક ખાવાનું આપ્યું.

'ભલા હો' કહી તે આગળ ચાલવા લાગ્યો. થોડે દુર ગયો એટલામાંજ તેનો જમીન ઉપર પડી જવાનો અવાજ સંભળાયો. આ અવાજથી સામેના એક ઘરમાંથી બે જણા ફાનસ લઈ દોડી આવ્યા. એટલામાં પેલા ગાડાવાળાઓ પણ ત્યાં આવ્યા. તેમણે હળવેથી તેને ઉઠાડયો, અને સામેના ઘરના ઓટલા ઉપર બેસાડયો. તેને વાગવાથી પરૂં વધારે નીકળવા માડયું. આથી તે હૃદયભેદક ચીસો નાખવા લાગ્યો.

'તેરા મુકામ કીધર હૈ ?' તેમાંના એકે પૂચ્છયું.

'મેરા મુકામ નહિ હૈ, મુઝે બ્હોત દર્દ હોતા હૈ.' તેણે પગ બતાવી કહ્યું.

તેના આખા શરીરમાં વેદના વધતી જતી હતી. આંખના ડોળા કોઇક વખત ઉંચા ચઢી જતા હતા. તેના દુઃખની ચીચીયારીથી આજુબાજુના ઘરમાંથી સ્ત્રી પુરુષો દોડી આવી પૂછવા લાગ્યાં.

ધીરે ધીરે તેનો શ્વાસ ઘેરાતો હતો. તેના શરીરમાંથી એટલી દુર્ગંધ આવતી હતી કે બધા નાક દાબીને દુર ઉભા રહ્યા હતા. તેમાંથી એકે પાસે આવી પૂછયું.

'અલ્યા તારૂં કોઇ અહીં સગું છે ?'

ઘણાજ મંદ સ્વરે તે બોલ્યો "ભલા ભાઇ, મારૂં કોઇ સગું નથી. મારો સગો ઇશ્વર, મારૂં વૃતાંત તમે સાંભળશો તો મને તમે આ ઓટલા ઉપર સુવા પણ ન દો. હું પાપી

છું; હું થોડા વખતમાંજ મરીશ, અરે રે ! જુઓ, પે...લા જમદુતો મારી સામે દાંતીયા કાઢે છે. મારાથી તેમના વિકાળ મ્હોં નથી જોવાતાં. તેઓ મારાં પાપકર્મો દેખાડે છે અને તેની શિક્ષા માટે લાલચોળ અગ્નિમાં તપાવેલા લોખંડના થાંભલાઓ પાસે મને લઇ જશે કે શું ? ઓ દુતો ! મારે નથી મરવું. મને થોડો વખત જીવવા દો એટલા વખતમાં હું મારા પાપનું પ્રાયશ્ચિત કરૂં." તે મોટેથી રડતાં રડતાં બોલતો હતો. તેનું આખું બદન કાંપતું હતું. તે જાણે મૃત્યુને વિનવતો હોય તેમ ચાળા કરતો હતો. તેણે આગળ ચલાવ્યું, "ભાઇઓ, મરતાં પહેલાં મારી વાત કહી સંભળાવું છું. હું જાતનો હજામ છું. મારા માબાપ નાની ઉમ્મરમાં મને છોડી ગયાં હતાં. મેં મારો બાપદાદાનો ધંધો કરવા માંડયો પણ તેમાં પૈસા ન મળવાથી કેટલેક ઠેકાણે ચોરી કરી, આટલેથીજ ન અટકતાં બદમાસોની ટોળીમાં ભળ્યો; વ્યભિચાર, લુંટફાટ કરી, પણ તાલેવંત તેમજ સુખી તો નજ થયો. અરે ! આ "ઝેરી–જમાનામાં" મેં ઘણા ખોટાં કામો કર્યાં છે. પોલીસ મારી પૂઠે પડી આથીમેં સાધુનો વેશ લીધો, તેમાં કેટલાને મેં છેતર્યાં; લુંટયા અને છેવટે 'ઓ રા....મ' (આગળ બોલતાં તેની જીભ અચકાતી હતી) મેં એક વિધવાને જાળમાં સપડાવી, ત્યાંથી ચોરી કરી, તેને

ઉપાડી કલ્યાણના નિર્જન પ્રદેશમાં એક ખંડીયેરમાં ભરાઇ બેઠો. તેનું શિયળ લુંટી, તેના પૈસે થોડા દિવસ મોજ કરી, છેવટે પૈસા ખુટયા ત્યારે તેને એકલી રહેવા દઈ એક રાત્રે હું ચાલી ગયો. થોડા મહીના પછી મને લકવો થયો અને તેની સાથે ગરમીને લીધે આખું શરીર જાણે સડી ગયું. અપાર વેદના ભોગવવા લાગ્યો. એક ગામથી બીજે ગામ ફરતો ફરતો હું આ તારાપુર ગામમાં આવ્યો. મને પકડવાની તો ધાસ્તીજ ન હતી કેમકે મારો ચહેરો તદ્દન ફેરવાઈ ગયો છે. અત્યારે મને કોઇપણ ઓળખી શકે નહિ" આટલું બોલતામાં તેને શ્વાસ ચઢી ગયો હતો. હવે તે માંડમાંડ બોલતો હતો, "હવે મારૂં કથન પુરૂં થયું. મને જરા પાણી આપો. મને બહુ તરસ લાગી છે. હવે હું આ અજબ અવનિ છોડી જઈશ. અરે ! રે ! પા....ણી પા..." તેની જીભ ખેંચાઇ જવા લાગી. એક જણ પાણી લેવા દોડયો. 'ઓ......મ..રૂં છું.....ઉં ઉં....' તેની આંખો ઉંચે ચઢી ગઇ, પાણી આવે તે પહેલાં તો તે પાપીનો આત્મા યમરાજના દરબારમાં દોડી પણ ગયો. દરેકે અફસોસના નિશ્વાસો નાખ્યા. તેનું શબ ત્યાંથી કઢાવી સ્મશાનમાં લેવડાવી બાળ્યું.



## પ્રકરણ ૨૫ મું

# " નવલનો ધમકી ભરેલો પત્ર "



પ્રભાએ ટેબલ ઉપર ચ્હાનું કપ મૂકતાં એક કવર સુશીલના હાથમાં મુકી બોલી, 'ભાઇ, લ્યો તમારો આ કાગળ.'

સુશીલ આ વખતે પેપર વાંચવામાં ગુલતાન હતો. પ્રભા પણ તેમાં માથું ઘાલી વાંચવા લાગી. તેમાં નીચે પ્રમાણે મથાળું હતું.

**"એક સાધુના વેશમાં ભટકતા બદમાસનું મરણ."**

"વાપી"

" એક સાધુના વેશમાં ભટકતા બદમાસનું દીલ પીગળાવે એવું મૃત્યું પરમ દિવસે રાત્રે બાર વાગે થયું હતું. મરનાર પહેલાં મુંબઇમાં અત્યાચારો ચલાવતો હતો. તેનું અસલ નામ બંજુ હતું, તે જાતે હજામ હતા. ત્યાર પછી તેણે તેનું નામ કૃષ્ણદાસ રાખ્યું હતું. મુંબઇથી એક વિધવાને ઉપાડી કલ્યાણના જંગલમાં તે ભરાયો હતો. કહેવાય છે કે અત્રેના જાણીતા શેઠ દ્વારકાદાસના પુત્ર મદનના કેશમાં તેનો પણ હાથ હતો. મરતાં મરતાં તેણે પોતની બધી વાત કરી હતીપ્રતેનું મૃત્યુ ઘણી ખરાબ રીતે નીપજયું હતું." સુશીલ અને, ભા વાંચીને વિસ્મય પામ્યાં.

'જોયું બ્હેન, કુદરત આવા બદમાસોના પાપો વધુ સહુન કરતી નથી, તેને યોગ્યજ શિક્ષા કરે છે. આ માણસજ મદનની સગી નંદાને લઇ ગયો હતો. નંદા અમને નાશકમાં મળી હતી. તે હવે પવિત્ર જીવન ગાળે છે. પ્રભુ એને એના પાપમાંથી મુક્ત કરે.'

પેપર મૂકી દઇ સુશીલે કાગળ વાંચવા માંડયો. અક્ષર અપરીચિત લાગ્યા.

" સુશીલકાન્ત,

નાશક મારે ત્યાં પોલીસ સાથે પધાર્યા હતા તે મેં જાણ્યું છે. હું તમને ચેતવણી આપું છું કે મારી પાછળ પડવામાં સાર નથી, જો તેમ નહિ કરશો તો હું તમારૂં કાટલું કાઢીશ. તમે હજી મને ઓળખ્યો નહિ. આપણે પણ એક વખતે મિત્રો હતા તે પણ શું તમે ભુલી ગયા ? સરોજ મારી પાસે છે. મદનને સરોજ પાછી મેળવવી હોય તો તેના બદલામાં તેને એક હજાર રૂપીઆ આપવા પડશે. થોડા દિવસમાં રૂપીઆ નહિ મળશે તો સરોજ આ પૃથ્વિ ઉપર હશે નહિ એ યાદ રાખજો. આ પત્ર વાંચી મારી પૂંઠ પકડવાનો ખ્યાલ ન કરતા. આ પત્ર વાંચશો ત્યારે હું કેટલા ગાઉ દુર નીકળી ગયો હોઇશ. સરોજની સલામતી તમારા હાથમાં છે. મદનને રૂપીઆ આપવા સમજાવજો. મારૂં શરનામું આપને જણાવી

શકતો નથી. એજ. મારો દોસ્ત કે દુશ્મન બનવું એનો બરાબર વિચાર કરજો. હું કોઇપણ રીતે તમારી પાસે રૂપિઆની માગણી કરીશ તે ધ્યાનમાં રાખજો.

લી૦ તમારાથી કયાં અજાણ્યો છું."

સુશીલે બીજી વાર પત્ર વાંચ્યો.

આ પત્ર વાંચી પ્રભા ગભરાઇ ગઇ. તે ફક્ત એટલાજ ઉદ્ગારો કાઢી શકી 'ભાઇ હવે શું થશે? એ કોનો કાગળ છે?'

'પ્રભા, તું એમાં ન સમજે. જા તારૂં કામ કર. કોઇને પણ આ વાત કરીશ નહિ.' સુશીલે તેને ત્યાંથી જવાં કહી, ફરી વિચારમાં પડયો.

આ પત્રથી તે ગભરાઇ ગયો નહિ, પરંતુ તેને યુક્તિથી પકડવાના વિચારો કરતો હતો. તરતજ તેણે સી.આઇ.ડી.ની ઓફીસમાં ટેલીફોન કર્યો. થોડી વારમાં પોલીશ ઇન્સ્પેકટર આવ્યો. તેને સુશીલે પત્ર વંચાવ્યો, આથી તે પણ નવલને સપડાવવાને ચોકઠાં ગોઠવવા લાગ્યો. 'મી. સુશીલકાન્ત, આથી એમ ન ધારતા કે ગુન્હેગાર જલ્દી પકડાશે, તે તમને એવે વખતે મળશે કે જે વખતે તમે તેને કઇજ કરી શકશો નહિ, માટે હંમેશાં સાવચેત રહેજો. બનતાં સુધી એકલા ફરતા ના. કદાચ તે તમને તમારાજ ઘરમાં આવીને તમારી મુલાકાત લે' ઇન્સ્પેકટરે તેને ચેતવણી આપી,

અને કવર ઉપર છાપ જોઇ તો તે અલ્હાબાદની હતી. પત્ર તારીખ વગરને। હતો, પરંતુ કવર ઉપરની છાપ ઉપર નવેમ્બરની ૨૫ મી તારીખ હતી.

'આપણે એને અલ્હાબાદમાં નહિ પકડી શકીયે ?' સુશીલે પૂછ્યું.

'તે હાલ અલ્હાબાદમાં નથી એમ હું ખાત્રી પૂર્વક કહું છું.'

'તો હવે શો ઉપાય ?' સુશીલ નિરાશ થઇ બોલ્યો.

'ઉપાય એજ કે થોડા દિવસ તમે અહિંજ રહો. જરૂર એ તમને અહિંજ મળશે કારણ કે એ રૂપીઆની માંગણી અહિંજ કરશે. બીજી વાત એ કે તમારા મિત્રને ત્યાં પણ ખબર કહાડો કે તેને પણ આવો પત્ર મળ્યો છે કે કેમ ? હું ધારૂં છું કે તેમને પણ એકાદ પત્ર તેના તરફથી મળ્યો હોવો જોઇએ.' ઇન્સ્પેકટરે પોતાની ધારણા કહી સંભળાવી. ઇન્સ્પેકટરને વિદાય કરી સુશીલે મદનને ત્યાં જવા કપડાં પહેર્યાં. તેનામાં હવે વધુ શક્તિ આવી. તેને તો એમજ લાગતું હતું કે આરોપી હવે તેનાથી બેજ ડગલાં દુર છે.

———o———

## પ્રકરણ ૨૬ મું.

---

# "એક વધુ સાહસ."



મનુષ્ય જ્યારે હદપાર દુષ્ટકર્મો કર્યો જાય છે ત્યારેજ ઇશ્વર તેને દંડે છે. ત્યાં સુધી તો પાપીઓ હવામાં કિલ્લા બાંધવામાં મશગુલ બની તનતોડ પ્રયાસો કરે છે. દુષ્ટ નવલ પણ તેવીજ રીતે દ્રવ્ય મેળવવા અથાગ મહેનત કરતો હતો તને બે ઇચ્છાઓ હતી. એક સરોજને પરણાવવાની, અને બીજી સરોજ તથા મદનની દોલત હજમ કરવાની. અત્યારે ઘડીઆળમાં દશના ટકોરા કયારના થઈ ચુકયા હતા. આ સમયે તે પાપી મુંબઇ આવતી ટ્રેનમાં હતો. એક મોટા કમ્પાર્ટમેન્ટમાં કંગાલ વેશમાં ઝુંફતો હતો. તેની દાઢી તેના ચ્હેરાને છુપાવતી હતી. તેની તિક્ષ્ણ નજરમાં ચપળતા હતી. તે ઉંઘવાનો ડોળ કરતો હતો છતાં આજુબાજુ શું વાતચીત થતી હતી તે ઉપર લક્ષ આપતો હતો. ટ્રેન ધમધમાટ આગળ ધસતી હતી. ડબામાં ગીરદી પુષ્કળ હોવાને લીધે ડબો ચિક્કાર ભરાયો હતો. અજાયબ જેવું એ હતું કે તેની સાથે સરોજ ન હતી. શું તેને છોડી દીધી હશે? અથવા

કોઇ ગુપ્ત જગ્યાએ પુરી હશે ? વહાલા વાંચક ! તે તો આગળ જણાશે. હમણા તો એ જયાં જાય ત્યાં આપણે એની પાછળ જઇએ.

આ ટ્રેન વિરમગામથી છુટી હતી. પ્હો ફાટતાં ટ્રેન પાલઘરના સ્ટેશને અટકી. નવલ જરા સ્વસ્થ થઇ નળ ઉપર હાથ મ્હોં ધોઇ આવ્યો. બારીકાઇથી જોતાં તેની સાથે કોઇપણ હોવું જોઇએ. એમ માલમ પડતું હતું કેમકે તે કોઇને જોતો હોય તેમ પાસેના ડબામાં ડોકીયાં કરતો હતો.

ગ્રાંટરોડ આવ્યું. ઉતારૂઓ ધક્કા મુક્કી કરતા સ્ટેશન બહાર નીકળતા હતા તેમની સાથે નવલ પણ નીકળ્યો. તેની સાથે એક બીજો પુરુષ પણ ચાલતો હતો. બંનેના નેત્રો ઘડી ઘડી એક બીજા ઉપર દ્રષ્ટિપાત કરતા હતા. તેઓ સીધા ભીંડી બજારને રસ્તે વળ્યા. રસ્તામાં એક નળ આવતાં તેને નાની પોટલીમાંથી સુકો રોટલો કાઢી ખાવા માંડયો; ત્યાંથી ભીખ માંગતો સાંજના ચાર વાગે કમાટીપુરા તરફ ગયો; અને એક ગલીમાં વળ્યો. આ ગલીમાં ગંદવાડનો પાર ન હતો. અંદર જતાં કોલસાની વખારની બાજુમાં બીજી સાંકડી ગલી હતી તેમાં જઇ એક જુની ઓરડી આગળ આવી થોભ્યો. દ્વાર બંધ હતું. નવલે ત્રણ ટકોરા માર્યા.

અંદરથી અવાજ આવ્યો 'કોન હૈ ?'

નવલે કંઇક સમશ્યા કહી એટલે તરતજ તદ્દન

શ્યામ વર્ણના એક હબસી જેવા પુરુષે બારણું ઉઘાડી તેને દાખલ કર્યો, અને પછી બારણું બંધ કરી દીધું.

અંદર જતાંજ નવલે બનાવટી દાઢી કાઢી નાખી.

'કયું દોસ્ત તું કીધરસે આયા?' પેલાએ પૂછયું'

તેના મ્હોંપર હાથ દઈ નવલ બોલ્યો, 'ગુલામ હુસેન, આસ્તેસે બાત કર, મેરી પીછે પોલીસકી પૂંઠ હૈ વો તુઝે માલુમ હય?'

તેઓ હવે તદ્દન ધીમેથી ગુસપુસ કરવા લાગ્યા.

'કયા કુછ માલમતા લાયા?' શ્યામ વર્ણના પુરૂષે મુખ મલકાવી પૂછયું.

'નહિ, દોસ્ત અબ તકતો કુછ નહિ મીલા મેં ઇધર તીન ચાર રોજ ઠેરૂંગા, ઓર તેરી મદદ લેનેકા ઇરાદા રખતાં હુ!

'બોત અચ્છા, લેકીન કહે દીજીયે કે અબ તક તુ કીધર થા.?'

'યાર મૈં તો સબ ફીરકે આયા હું; લેકીન અપની "રેડ લાઈન" કલબ હૈ યા નહિ?

'નહિ અભી તો કોઇભી આતા નહિ હૈ. વ્હાંભી પોલીસો આઇ થી, અઝ ઇન સબબ અભી કોઈભી વ્હાં જાતા નહિ. તેરા બંજુ પહેલે એક દીન આયા થા ઓર વો ઓરતકુ ઇસને અભીતો છોડ દીયા'

'હાં, વો ઓરત મુઝે ટ્રેનમેં મીલીથી, બડી ખબરદાર હૈ, અચ્છા, આજકી રાત મેં સોનેકા ખ્યાલ કરતા હું.'

આમ ગપ્પાં મારતાં નવલે એક ઉંઘ કાઢી અને નવ વાગે ઉઠયો. મ્હોં ધોઇ બનાવટી દાઢી પહેરી લીધી. તેણે તેની પોટલીમાંથી ધોએલાં કોટ પાટલુન કાઢયાં. માથે ફેંટો બાંધી, હાથમાં સ્ટીક લઇ આશરે અગીઆર વાગે નીકળ્યો. તેના મોઢા ઉપર એક પ્રકારની દવા લગાડવાથી તેનો ચહેરો બીલકુલ ઓળખી શકાતો ન હતો. ગલી બહાર આવી એક ભાડુતી બંધ ગાડીમાં બેસી ચોપાટી તરફ તે ગાડી હંકરાવી ગયો.

ચોપાટી આગળ તે ઉતરી પડી, શારદા ભૂવન તરફ ગયો. કમ્પાઉન્ડ પાસે આવી અંદર જોયું તો સુમસાન હતું. આવે વખતે રસ્તો પણ નિર્જન હતો. રાત્રિ અંધારી હતી. દીવાઓ પણ ઝાંખા થતા હતા. તે આસ્તે આસ્તે કમ્પાઉન્ડમાં પ્રવેશ્યો. સરોજનું હરણ કરતી વખતે જે ઝાડ ઉપર ચઢયો હતો તેના ઉપર ચઢી જઇ, એક ડાળને રસી બાંધી તે સામેના મદનના ઝરૂખા તરફ રસી પકડીને કુદયો. અંદર ઈલેકટ્રીક નાઈટ લેમ્પ તદ્દન ઝાંખો પ્રકાશ ફેંકતો હતો. મદન શાંત નિંદ્રામાં હતો. તેના ડાચાં બેસી ગયાં હતાં. ગુલાબી લાલી તેના ગાલ ઉપર અદ્રશ્ય થઇ હતી. ઉંઘમાં પણ તેનું હૃદય જાણે સરોજના

નામને ધ્વનિ કરતું હોય એમ તેનાં ઉંચા થએલાં ભવાં ઉપરથી કળાતું હતું. તેને ચ્હેરો એવો દયા ઉપજાવતો હતો કે પથ્થર જેવા હ્રૃદયના માનવીને પણ પીગળાવી શકે. નવલ ઘડીભર તેના પલંગ પાસે આવી થંભ્યો. અંદરના મોટા ખીસામાંથી નાની રીવોલ્વર હાથમાં ધરી મદનનો જોસમાં હાથ પકડયો; તેવોજ તે ઝબકી ઉઠયો; બૂમ મારવા જાય તે પહેલાં તેણે તેના મ્હોં ઉપર હાથ દીધો.—

'ચૂપ, જરા પણ અવાજ ના કરતો, નહિ તો આ રીવૉલ્વરથીજ તારો જાન લઈશ. મને ઓળખે છે કે હું તારો પહેલાનો જાની દોસ્ત નવલ.' ભયાનક મુખમુદ્રા ધારણ કરી નવલ ગણગણ્યો.

મદન આ સાંભળતાં વિજળીનો ઝટકો લાગે તેમ ચમકયો. તેનાં હાંજાં ગગડી ગયા. શરીરમાં કંપારી છુટી. પરસેવાથી પહેરણ ભીંજાઇ ગયું. નવલે સહેજ હાથ અળગો કર્યો ત્યારે તે દીનમુખે બોલ્યો, 'નવલ, મેં તારૂં શું બગાડયું કે તું આટલો મને સંતાપે છે, તારે શું જોઇએ છે?'

'તારી સરોજ અને મિલ્કત.'

'સરોજ વગર હું કેમ જીવી શકું? હંસણી વગર હંસ કેવો ઝુરી ઝુરી મરે છે, પ્રાણી માત્રમાં તું નથી જોતો કે જોડું ખંડીત થતાં કેવું પરિણામ આવે છે! મને મારી સરોજ ન મળે તો હું વધુ જીવી શકું નહિ, અને મિલ્કત

તો હવે અમારી પાસે શું રહી છે કે તને આપું. મારી પાસેથી કેટલા રૂપિઆ તું લઈ ગયો છે. હવે મારા પાસે કંઇ નથી.'

'મદન, હું જાણું છું કે તારી પાસે શું છે. તારી સરોજ મારી પાસે છે, અને તે તને જોઇએ છે? જોઇતી હોય તો હજાર રૂપીઆ અત્યારેજ આપ. છતાં તું એ રકમ નહિ આપીશ તો તું તારી સરોજને જીવતી જોઇ શકીશ નહિ.'

'ઓ પ્રભુ! પાપી, તારે જે જોઇએ તે લે પણ મારી સરોજને હાથ પણ ના લગાડતો.' પિશાચના વાકયો સાંભળી મદનનું પત્નિઘેલું હૃદય પીગળી ગયું. તેની છાતીમાં ડુમો ભરાઇ આવ્યો.

'ચાલ, વાર ના લગાડ, મારે અહિંથી ત્વરાથી નાસી જવું જોઈએ.' તેણે તેની સામે રીવૉલ્વર ધરી ડોળા કાઢયા.

'ત્રીજોરીની ચાવી મારા બાપુની બંડીમાં છે.'

'તે કયાં સુતો છે?'

'નીચેના હોલમાં'

'ચાલ આગળ થા, જરાપણ ચુંચા કર્યું તો મર્યોજ સમજજે.' મદનની પાછળ રીવેલ્વર ધરી ચાલતાં ચાલતાં બોલ્યો.

સરોજને ખાતર ભોળો મદન થોડાં બાકી રહેલાં દાગીના તથા રોકડ પણ તે બદમાસને આપવા કબુલ થયો.

દ્વારકાદાસ જયાં સુતેલા હતા, ત્યાં બે જણા આવી પહોંચ્યા. મદને રડતી આંખે શેઠની બંડીના ખીસામાંથી ચાવી કાઢી નવલને આપી. પછી તેઓ ઉપર આવી ત્રીજો-રીવાળા ઓરડામાં ગયા. આ બધો વખત તદન શાંતિથી નવલ પોતાનું કામ કર્યો જતો હતો. ત્રીજોરી ખોલી. હજી પણ ત્રિજોરીમાં શારદા તથા સરોજના આઠ હજારના દાગીના પડયા હતા, તથા કોથળીમાં સો, સો ની પંદર નોટો તથા થોડા રૂપિઆ હતા. આ બધું જોઇ નવલ આનંદમાં આવી ગયો. તેણે તેની મોટી બૅગમાં બધું સેવ્યું. ત્રિજોરીનું દ્વાર બંધ કરી, મદનને ચાવી આપી તેના રૂમમાં આવ્યો.

'દોસ્ત, હવે રજા લઇશ. ફરી કોઇક વખત મળીશ.'

'અરે ! ઓ દગાખોર ! મને કહે કેમારી સરોજને તું કયારે મુક્ત કરશે ? તારા કહયા પ્રમાણે મેં આપ્યું હવે તો તે બિચારીને છોડી દે !' તે વીનવવા લાગ્યો.

જવાબમાં નવલે ખભાં હલાવી મજાક કરી બોલ્યો, "દીવાના, સરોજ એમ નહિ મળશે. મારી માંગણી તારી આી કબુલ રાખશે, અને ફરી તારી પાસેથી આવો માલ મળશે ત્યારે તેને સોંપીશ.'

'ઓ....મરી જા. દુશ્મન, મને મારી નાખ અને પછી તારે જે કરવું હોય તે કર. ઓ નવલ ! મારી આટલી વિનંતી તું નહિ સાંભળે? હું તારો ઉપકાર માનીશ. મેં

તારે માટે કેટલું વેઠયું છે તે તું અત્યારે શું ભૂલી જાય છે ? હું આખો દિવસ ચિંતામાં બળી મરૂં છું, નવલ મને સરોજ આપ' તેની આંખોમાંથી અશ્રુની ધાર વહી રહી, તેના હાથો નવલના પગ ઉપર ફરતા હતા, નવલના પગમાં છેવટે તે માથું મુકી રડયો, છતાં તે પાષાણુ હૃદયના પિશાચનું હૃદય પીગળ્યું નહિ.

'બસ કર ભોળા શિકાર' આટલું બોલી એક શીશીમાંથી મદનના નાકમાં કંઇક સુંઘાડી, ત્વરાથી ચાલ્યો ગયો. મદન બેભાન થઈ ઢળી પડયો નશીબનો પાસો અત્યારે નવલનો સવળો પડનો હતો મદનનું કુટુંબ દીન પ્રતિદીન દારિદ્રતાના ડાચામાં સપડાતું જતું હતું. બદમાસ અંધકારમાં અદ્રશ્ય થયો. અત્યારે તે કમ્પાઉન્ડની બહાર ગયો નહિ કેમકે તેને પોલીસની બ્હીક હતી. તે શારદા ભુવનમાં આવેલા બાગના પાછલા ભાગમાં એક કુવાની પાછળની ઝાડીમાં ભરાઇ બેઠો.

## પ્રકરણ ૨૭ મું.

## "ગરીબ બિચારી."



રદાભુવનમાં ચોરી થઇ તેની બીજેજ દિવસે સવારે છાપાઓમાં મોટા ટાઇપોમાં મથાળા હેઠળ એ ખબર આવી; ત્યારેજ સુશીલે જાણ્યું. આ ખબર જાણતાં

સુશીલ શારદાભુવન તરફ દોડયો. શારદાભુવનમાં કોલાહળ મચી રહ્યો. સઘળાં રડારોડ કરવા લાગ્યાં. સુશીલે તેઓને આશ્વાસન આપ્યું અને ગઈ રાતના બનાવની સઘળી વાત મદને ખુલ્લા હૃદયે કહી સંભળાવી. નવલની દવાની અસરથી સવારે આઠ વાગ્યા સુધી તે બેશુદ્ધ રહ્યો હતો. સુશીલના ઘણા આગ્રહથી તેઓ બધાએ તેને ત્યાં રહેવાનું કબુલ કર્યું અને સાંજે તેઓ સુશીલના ઘર તરફ વિદાય થયાં. એટલે શારદાભુવન નિર્જનાવસ્થામાં ભયાનક દેખાવા લાગ્યું.

* * * * *

શારદાભુવનમાં ચોરી થયાને એક માસ વહી ગયો, પરંતુ હજી સુધી નવલ તથા સરોજનો પત્તો મળ્યો નહિ. સુશીલ તનતોડ મહેનત કરતો હતો. તે બીલકુલ નિરાશ થયો ન હતો.

આ સમયે નવલ અને તેનો ગોઠીઓ કે જે તેની સાથે મુંબઇ આવ્યો હતો તે સરોજને લઈ "આસ્ટોડીયારોડ" ઉપર મીલ મજુરોના લત્તામાં રહયા હતા અહીં તે એક મીલ મજુર તરીકે ઓળખાવતો હતો. આખો દિવસ ભટકીને મોડી રાત્રે આવતો ત્યાં સુધી તેનો સાથી સરોજ ઉપર દેખરેખ રાખતો. દુઃખમાં કચરાઇ ગએલી સરોજને ચિત્તભ્રમ થયો હતો. એક રાત્રિએ નવલ દારૂના નિશામાં

ચકચુર બની ઘેર ગયો. મશરૂની તળાઇ ઉપર સુનારી, સાહ્યબીમાં ઉછરેલી સરોજ એક જુના કાથાની દોરડીના ખાટલા ઉપર કાષ્ટના પુતળાંની માફક પડી હતી. દ્વાર ઉઘાડી નવલ ડોલતો ડોલતો અંદર આવ્યો.

'કયું, ખાના ખાયા યા નહિ ?' નવલે તેના સાથીને પૂછયું.

'નહિ, અભી ખાનેકુ જાતા હું.'

'અચ્છા જાવ, એક બ્રાન્ડી લે આના.'

નવલ તેને પણ પૈસા વાપરવા આપતો અને મોજ કરાવતો આથી તે એક નોકરની માફક તે વશમાં રહેતો; તેના ગયા બાદ નવલે કેરોસીનનો નાનો દીવો લઇને સરોજ પાસે આવી તિક્ષણ નજરે જોયું.

'પ્યારી, તબીયત કે....મ છે ?' તે તોતડાતાં બોલ્યો.

સરોજમાં હવે બોલવાની શક્તિ પણ ન હતી. દુઃખ અને બળાપાને લીધે તેનામાં શક્તિ જેવું નજ હતું. નવલના સવાલોના જવાબ આ દુઃખીદારા ભાગ્યેજ આપતી.

'એઇ કમજાત ! બોલે છે કે નહિ !' દાંત કચકચાવી તેણે બિચારીનો ચોટલો પકડી બેઠી કરી. વાળની લટો તાણવાથી તેનાથી રડાઇ જવાયું.

'મારી ઇચ્છાને રાજીખુશીથી તાબે થાય છે કે નહિ ? આજે તને હું નહિ છોડું સુવર.' કહી ખીંટી ઉપર ભેરવેલા

હંટરથી તેના સુકાઈ ગએલા વાંસા ઉપર એક સપાટો લગાવી કાઢયો.

'ઓ....મા મરી ગઇ, મને શું કામ મારે છે ઓ પાષાણુ હૃદયના!' વેદનાથી તેનાથી ચીસ પડાઇ ગઇ.

તેનું શરીર નર્યું જાણે હાડપીંજર હતું. કયાં શારદા ભુવનમાં મ્હાલતી સરોજને કયાં આ રીબાતી નવલના ફંદામાં ફસાએલી સરોજ! તેના હાથ પગ કામડી જેવા થઈ ગયા હતા. લોહી ઉડી જવાથી ચામડીનો રંગ ફીકકો થયો હતો. ઘડીઘડીમાં મગજમાં લોહી ચઢી આવી ચકરી આવતી.

થોડીવાર સુધી તે શયતાન દારૂના નિશાથી રંગાએલી લાલ આંખોથી તેની સામે જોઈ રહ્યો.

'જલદી બોલ, વાર ના લગાડ નહિ તો આ બીજો....' કહી તેને ખાટલા ઉપરથી નીચે ઘસડી, હંટરથી બીજો સપાટો લગાવ્યો. તેના બરડામાંથી લોહીની શેરો ફુટી. બસ, આટલો માર તેને બેશુદ્ધ થવાને પુરતો હતો. સરોજ એક જરાપણુ અવાજ કરે તે પહેલાં તે કેળના થાંભલાની માફક ઢળી પડી બેશુદ્ધ થઇ ગઈ. છતાં ક્રૂર, ઘાતકી, નવલ તેના વાંસામાં લાત અને મુક્કીના પ્રહારો મારવાના ચાલુજ રાખતો હતો. તે આટલેથીજ અટકયો નહિ પણુ અતી શરમ ઉપજાવનારૂં કાર્ય કરવા તત્પર થયો. દીવાની વાટ જરા નાની કરી ફરી તેની પાસે આવી તેનો હાથ પકડવા ગયો,

પરંતુ તેના હાથો ધ્રુજવા લાગ્યા, તેની કામ વાસના તૃપ્ત કરવા, વધુ નજીક જઇ તે તેના અંગને સ્પર્શ કરવા જતો હતો. પાપીઓ પોતાની નેમ પાર પાડવા હજારો તનતોડ પ્રયાસો કરે પરંતુ ઇશ્વર તેમના તે પાપી કાર્યમાં છેલ્લી ઘડીએ વિક્ષેપ નાંખે છે તેમજ અહિં પણ થયું. છેવટની ઘડીએ જોત જોતામાં સરોજ શિયળ ભ્રષ્ટ થાત, બરાબર એજ વખતે એક જણે દ્વાર ખખડાવ્યું. નવલ ચમક્યો. દ્વાર ઉઘાડી જોયું તો તેની પડોશમાં રહેતો મીલ મજુર.

'કેમ વારૂ,'

'કંઇ નહિ, તમારા ઘરમાં કોઇ રડે છે!' તેણે પૂછયું.

'હા, એ તો જરા મારી ધણિઆણી સાથે મારે અડભડ થઈ એટલે એ રોવા લાગી.'

'હોય એ તો સંસારના ખટલા છે, મારા મનમાં કે અત્યારે કોણ રડતું હશે તે સ્હેજ જોવા આવ્યો.' તેણે પાડોશી તરીકેની લાગણી બતાવતાં તે ચાલ્યો ગયો, પછી નવલે દ્વાર બંધ કર્યું. અને તેને દારૂની કેફ ચઢવાથી તે ઠોકર લાગતાં ત્યાંજ ઢળી પડયો.

## પ્રકરણ ૨૮ મું.

# "અવસાન" અને "ઉપકારનો બદલો."



સુશીલના દીવાનખાનામાંનો દેખાવ ઘણો કરૂણાજનક હતો. પલંગ ઉપર સુતેલા દ્વારકાદાસની છેલ્લી ઘડીઓ ગણાતી હતી. કિશોરી ઓરસીઆ ઉપર દવા વાટતી હતી, તેની આંખમાંથી ટપકતાં અશ્રુબિંદુઓ ઓરસીઆ ઉપર પડતાં તે જાણે સ્વર્ગવાસ થતા પિતાને સ્નેહાંજલી અર્પતી ન હોય એવો ભાસ થતો હતો. મદન અને શારદા શેઠની પાસે બેસી ડુસકાં ખાતાં હતાં. તેમને ઘડી ઘડીએ સુશીલની માતા તથા સુશીલ દિલાસો આપતાં હતાં. પ્રભા કીશોરી પાસે બેસી તેના આંસુ લુંછતી હતી. એ દેખાવ ખરેખર કલ્પી ન શકાય એવો હતો. શેઠ કવચિત પાણી પીવા લાંબો હાથ કરતા. તે હજી શુદ્ધિમાં હતા. ગળામાંથી ઘરડ ઘરડ અવાજ થતાં મદનનું હૈયું ભરાઈ આવતું. શારદા ભુવનનો દીપક બુઝાઇ જવાની તૈયારીમાં હતો. સુશીલે હોંશીયાર ડોકટરો રોકયા હતા, પરંતુ કોઇપણ તેમાંનો દ્વારકાદાસનો કેશ સુધારી શકયો નહિ.

ઘડીઆળમાં અગીઆરનો ટકોરો થયો. શારદાએ કિશોરીને કહ્યું, 'બાપુને છેલ્લો ભાગ પાઇ દે.'

કિશોરીએ ધડકતી છાતીએ પિતાનું મુખ જરા અળગું કરી ચમચીવતી દવા પાઇ દીધી. શેઠે આંખ ઉઘાડી અને લથડતી જીભે બોલ્યા 'દીકરી કિશોરી કયાં ગઇ ?'

'આ રહી, બાપુ શું કહો છો ?' પાસે આવી તેણે પિતાના શીર ઉપર હાથ ફેરવ્યો

'દવા પાયે શું વળે ? પ્રભુનુ તેડું આવી ગયું છે. એમ જાણજે કે હવે હું ચાલ્યો જઇશ. મારાં વ્હાલાં બા....ળકો' બોલતાં બોલતાં તેનું હૈયું ભરાઇ આવ્યું, મારી પાછળ શોક ન કરશો. પિતાની આંખમાં આંસુ જોઈ બન્ને બાળકો રડી પડયાં. આ દેખાવ જોઇ સુશીલ અને પ્રભા પણ રોયાં.

'મદન, બેટા તારી બા કયાં છે ?' શેઠે આગળ બોલવા માંડયું.

'તમારી પાસેજ બેઠી છુ' શારદાએ આંસુ લુછતાં કહ્યું.

'તમે બધાં બીલકુલ ગભરાશો નહિ એ તો કુદરતનો કાયદો છે કે દુઃખ પછી સુખ અને સુખ અંતે દુઃખ; બાઇ, તું જરા ગીતા વાંચી સંભળાવ કે મરતાં મરતાં પરમાત્માના સુવાકયો સાંભળું.' મદને સજળ નયને ગીતા વાંચવા માંડી. શારદા પતિના મ્હોમાં થોડી થોડી વારે ગંગાજળ નાંખતી

લાગી. આ વખતે તદ્દન શાંતિ પ્રસરી રહી. કવચિત ડુમો ભરાઇ આવતાં વાંચતાં વાંચતાં મદન અટકયો; 'દીકરા, આગળ વાંચ, મને સાંભળવાને બહુ આનંદ થાય છે.' એમ શેઠ કહેતા.

સઘળા એક ચિત્તે ગીતાનું શ્રવણ કરતા હતા થોડી વાર પછી શેઠની તબીયત વધુ ગંભીર થઇ, પરંતુ હજી તે દરેક તરફ ટગર ટગર જોતા નિહાળતા હતા.

થોડી વારમાં સચ્ચીદાનંદ, સચ્ચીદાનંદ, ના ધ્વનિ થવા લાગ્યા. દ્વારકાદાસના સગાં વ્હાલાં તથા ઓળખીતાં માણસો આવી લાગ્યાં.

મધ્ય રાત્રિ થઈ. ઘીના દીવાઓનો પ્રકાશ બરાબર શેઠના તેજસ્વી મુખ ઉપર પડતો હતો. અત્યારે તે મૃત્યુના મહેમાનના મુખ ઉપર કોઈ તપસ્વીનું ઓર તેજ હતું. ફરી પાછાં તેના મીચાએલાં નેત્રો ખુલ્યાં અને અચકાતાં અચકાતાં બોલ્યા:–

'પ્રાણી માત્ર મરવા....ને સ...રજાએલું છે. સુ...શીલ બેટા અહિં આવ. મારી એક અંતિમ ઇચ્છા કયારની મનમાં ઘોળાયા કરે છે, તે હું જણાવી દઉં છું. લાવ ભાઇ, તા....રો જમણો હાથ.'

સુશીલનો જમણો હાથ પકડી કિશોરીને બોલાવી, તે તેની પાસે બેઠી એટલે શેઠે તેનો ડાબો હાથ પકડી

સુશીલના જમણા હાથમાં મુકયો. 'બસ આજ મારી આશા, સુશીલ, મારી લાડકી દી ...કરીનો હાથ તનેજ યોગ્ય ગણી સોંપું છું. તું સર્વ રીતે તેને લાયક છે. તેં અમારા ઉપર અતી ઉપકારો કર્યા છે. મદન, તું ત....થા તારી બા મારી આ ઇચ્છા....ને સંમત છો કે નહિ?'

બન્નેએ આંસુ ભરી આંખે ડોકું ધુણાવી હા કહી, અને શારદાએ બન્નેને આશિર્વાદ દીધો. 'મારી પણ પ્રથમથી એ ઇચ્છા હતી. તે આજે ફળીભૂત થઇ જાણી મને આનંદ થયો છે'

"મારાં વ્હાલાં બાળકો, પરમાત્મા તમને દીર્ઘાયુષી કરી સર્વ પ્રકારે સુ...ખી....રાખે. ૐ શ્રી સચ્ચીદાનંદ' શેઠની આંખો ઘેરાવા લાગી. બધા તેની પાસે આવી નિહાળવા લાગ્યા. કિશોરી તથા પ્રભાને ત્યાંથી જતી રહેવા શારદાએ કહ્યું. છેલ્લા શ્વાસો ચાલતા હતા. મુખ ખુલ્લું થતું ગયું. હવે શેઠનો આત્મા જોત જોતામાં ચાલ્યો જશે એમ સર્વેને ખાતરી થઈ. બરાબર સાડાબારને ટકોરે 'જય ગી....રી ધા....' અસ્પષ્ટ ઉચ્ચાર કરી શારદાભુવનનો તેજસ્વી દીપક બુઝાઇ જતાંની સાથેજ હૃદય પીગળાવે એવી મદનની ચીસ સંભળાઈ. શારદા, કિશોરી સર્વે પ્રાણ વગરના પિંજરા રૂપી દેહને ટગર ટગર જોઇને પોકેપોક મુકી રડયાં..................

## પ્રકરણ ૨૯ મું.

# "શાબાશ લ્હેરી"



એક સમી સ્હાંજે પેલો ખુંધો, ચપલ લ્હેરી, લ્હેરમાં એલીસબ્રીજના ઉપર લટાર મારતો નદીના પાણીમાં ઝીણી કાંકરીઓ મારી રમત રમતો હતો. જ્યારથી નવલની સાથે તેને અણ બનાવ થયો ત્યારથી તે સુખેથી જંપીને બેસી રહ્યો ન હતો. નવલને સપડાવવાને તે જાળ ગુંથ્યાજ કરતો હતો. તેણે ખંધાઇથી તેના ગોઠીઆઓ પાસે વાત જાણી લીધી હતી કે નવલ અત્યારે અમદાવાદમાં "આસ્ટોડીઆ રોડ" ઉપર રહે છે. લહેરી ગઇ રાત્રેજ અમદાવાદ ઉતર્યો હતો. તેણે ખર્ચને માટે સુશીલ પાસેથી, પેલા નવલને પકડવાની સરતે પૈસા મેળવ્યા હતા. હવે તેને મદન ઉપર હેત ઉપજતું હતું. નવલને ધીક્કારવા લાગ્યો. તેની પાસે એક એવો ભેદી પત્ર હતો કે જેનાથી નવલ ઘણોજ ડરતો હતો. તે પત્ર મેળવવા નવલે ઘણીવાર પૂછ્યું હતું, જવાબમાં લ્હેરીએ એટલુંજ કહેતો કે 'એ પત્રનો મેં નાશ કર્યો છે.' પરંતુ તે તદ્દન ખોટું હતું. એ નવલને ડરાવવાનું એ ભેદી હથિઆર તો

એણે બરાબર સાચવ્યું હતું, અને તેટલાજ માટે લ્હેરીના જવાથી નવલ બહુ મુંઝાતો હતો. તેની સાથે તકરાર કર્યા પછી તે બહુ પસ્તાયો.

તે હવે સીસોટી વગાડતો 'આસ્ટોડીઆ' રોડ તરફ ગયો અને એક હોટલમાં જઈ ચ્હાનો ઑાડર આપ્યો. હજી તો રકાબીમાં ચ્હા રેડે છે તેવામાં એકાએક રસ્તા ઉપર એક મહારી ખેલ કરતો હતો ત્યાં નજર ગઈ. તરતજ ચ્હા પડતી મુકી પૈસા ચુકાવી હોટલ બહાર સાપની પેઠે સરી ગયો, અને દુર ઉભો રહી એક મુસલમાન તરફ જોયા કર્યું. થોડીવાર પછી તે મીયાં સાહેબ ગાડી કરી "આસ્ટોડીઆ રોડ" તરફ વળ્યા, અને તેની પુઠે આપણા લ્હેરીખાં પણ ખુંધ હલાવતા ચાલ્યા. તેનો હર્ષ અત્યારે માતો ન હતો. ગાડીનો વેગ વધતો ત્યારે લ્હેરી પણ દોડતો, અને ગાડી કવચિત ઉભી રહેતી ત્યારે તે પણ ઉભો રહેતો. અંદર બેઠેલા મીયાં સાધારણ સ્થિતિના લાગતા હતા.

એક સાંકડી ગલી આગળ તે ઉતર્યો અને તે ગલીમાં વળ્યો. તે જોઈ લ્હેરી ગણગણ્યો, 'બચ્ચા નવલીઆ અબી કીધર જાયગા,' આમ કહી તે મુસલમાનના પોશાકમાં સજ થએલા નવલને એક ઘરમાં પ્રવેશ કરતાં જોઈ નિરાંતે એક નાની ઓટલી ઉપર બેઠો.

શિયાળો હોવાથી અંધારૂં જોત જોતામાં થઇ ગયું.

એટલે તે ખોલી આગળ આવી બારણા ઉપર ત્રણ ટકોરા માર્યા.

'કોણ ?' અંદરથી નવલનો અવાજ આવ્યો.

લહેરીએ સંકેત શબ્દ કહ્યો.

બારણું ઉઘાડતાંજ લહેરીને જોવાથી નવલ દીંગમુઢ થઇ ગયો.

'કોણ લ્હેરી ? કંઇ દગો તો નથી રમતો?' તે ઘણોજ ગભરાઇ ગયો

'તને મારૂં ઠેકાણું કોણે કહ્યું ?'

'ગુલામ હુસેને'

'કંઈ નહિ, પણ તું કેમ આવ્યો છે! શું પૈસા માંગે છે ?'

'નહિ દોસ્ત, જાને જીગર હું તારી સાથે રહેવા આવ્યો છું. તેં મને તરછોડયો, આટલા વર્ષોની દોસ્તીને ઠોકર મારી, પણ હું કેમ તારા જેવો થાઉં. હુ આવ્યો તેમાં આટલો ગભરાય છે કેમ ! હું તો ફરીથી સલાહ કરવા આવ્યો છું. મને તારા વગર કેમ ચાલે ? તને મળવાને માટે કયાં કયાં રખડયો અને છેવટે મહામહેનતે તારૂં ઠેકાણું મળ્યું' તેણે મુખ મલકાવતાં નવલને ઉડાવ્યો. 'પણ સબુર, મને લાગે છે કે તેંજ પેલા સુશીલને નાશકનું મારૂ ઠેકાણું બતાવ્યું હતું ને ?' નવલ સંશયથી તેના તરફ જોઇ રહયો. લ્હેરીએ ખીખી કરી હસતાં હસતાં જવાબ આપ્યો.

'હજી તું એવોજ વ્હેમી રહ્યો. હું તો ઉલટો તને ખબર દેવા જતો હતો, પરંતુ એટલામાંજ કોણ જાણે કેમ તે કમબખ્તો તારા રહેઠાણમાં આવી લાગ્યા.'

'ચાલ, હવે એ વાત બળવા દે, એ તો હું પહેલાંથીજ ચેતી ગરો એટલે ગટરમાંથી પસાર થઇ ગયો, નહિં તો આજે બંદાની શી વલે થઇ હોત.'

'તેં પેલી વાત જાણી કે નહિ, પેલો બંજુ મરી ગયો. મૂઓ તો ધુળ નાંખી, એ પણ ઘડી ઘડીએ મારા પૈસા માંગી માંગી જીવ ખાતો હતો. અરે! પણ તેં આ ઘર કયાંથી શોધી કાઢયું?' નવલે પૂછયું 'એમાં શું? હું તો આપ નામદારનોજ જાપ જપ્યાં કરતો આટલામાં ભટકતો હતો તેવામાં આપનાજ દર્શન થયા, એટલે આપની પાછળ પાછળ આવ્યો. રસ્તામાં આપને કયા નામથી બોલાવવા એ પણ એક સવાલ હતો, અને તને આ રૂમમાં જતાં જોયો એટલે અંધારૂં થતાંજ અહિં આવી લાગ્યો, કેમ હજી પહેલાંની માફક હોંશીયાર છું કે નહિ?' નવલની તાલી લેતાં બોલ્યો.

'વાહ, કેમ નહિ, ઠીક થયું તું આવ્યો તો. મારે તારૂં કામજ છે.'

'કેમ? આ બીલ્લુ તને ગાંઠે છે કે નહિ?' લ્હેરીએ સુતેલી સરોજને બતાવી કહ્યું.

'ના હજી એ સીધી નથી. અને જીદ પકડી રહી છે. પણ હું ક્યાં એને છોડું એમ છું. ગમે તેમ કરી મારે એને મારી માશુક બનાવવી છે. પછી જોઇલે મારો રૂવાબ. ગાડીઘોડે એની સાથે ફરીશ. તને મારો સલાહકારક દોસ્ત બનાવી તને પણ મોજ સોખ કરાવીશ.' નવલ સેખચલ્લીના વિચારો કરવા લાગ્યો.

'હવે તું અહિંજ થોભજે. હું જરા જમી આવી આ કમબખ્તને માટે પણ થોડુંક ખાવાનું લઇ આવું.' સરોજના તરફ હાથ બતાવી, કોટ પહેરતાં તે બોલ્યો.

'પણ તું પાછો ક્યારે આવશે?' લ્હેરીએ પૂછ્યું.

'લગભગ દશેક વાગે તો હું પાછો ફરીશ; પણ ધ્યાન રાખજે, અને આ બારણું હું આવું ત્યાં સુધી બંધજ રાખજે.' આટલું કહી તે ચાલ્યો ગયો. તેના ગયા પછી અરધા કલાકે લ્હેરી ધીમે ડગલે સરોજ પાસે આવ્યો; અને ઘણીજ નમ્રતાથી ઘુંટણીએ પડી બોલ્યો "બ્હેન!"

સરોજને ભૂખને લીધે ઉંઘ આવી ગઈ હતી. તેના પેટમાં ઉંડા ખાડા પડી ગયા હતા. ફરીથી લ્હેરી તેના માથા ઉપર હાથ ફેરવી બોલ્યો "સરોજ બ્હેન!"

આ માયાળુ શબ્દોએ સરોજને જગાડી દીધી. તે ઉંઘમાં સ્વપ્ન જોતી હતી કે જાણે કોઇ સફેદ આકૃતિ ઇસારતથી તેને એમ સૂચવતી હતી કે હવે તું જલ્દી અહિંથી

નાસી જા, તને મદદ મળશે; અને તે આકૃતિ અદ્રશ્ય થાય તે પહેલાં લ્હેરીના શબ્દોથી તે ઝબકીને જાગી ઉઠી. આંખો ચોળીને લ્હેરીની સામે જોતાં તે ગભરાઇ ગઇ.

'કોણ! તું! શાને માટે રીબાવે છે? આ એક ચંડાળ તો મને રોજ રીબાવે છે તેમાં તું વળી વધારે દુઃખી કરવા આવ્યો છે?' દીનમુખે સરોજ તેની સામુ જોઈ રહી. 'બ્હેન, હું પહેલાંનો લુચ્ચો લફંગો લ્હેરી નથી. તમારે આ નર્ક-માંથી છુટવું છે?' હજી પુરા શબ્દો બોલે તે પહેલાં લ્હેરીના પગ પકડી તે બોલવા લાગી, 'લ્હેરી, તું હવે સુધરી ગયો! ખરેખર પેલી સ્વપ્નમાંની દયાળુ આકૃતિએજ તને મોકલ્યો. ચાલ ભાઇ, ઉતાવળો થા, મને અહિંથી છોડાવ. હું અને મારા પતિ તારો જીંદગી સુધી ઉપકાર ભૂલીશું નહિ.'

'સરોજ બ્હેન, હું તમારી પાસે માફી માગું છું. મેં પણ તમને હેરાન કરવામાં બહુ ભાગ લીધો છે તે કેવળ પેટ ખાતર. આજે પ્રભુએ મને સન્માર્ગે વળાવ્યો છે. હું તમને આ કારા ગૃહમાંથી મુક્ત કરીશ એટલે હું એમ સમજીશ કે મારે હાથે એક પૂણ્ય થયું છે. ચાલો ઝટ કરો બ્હેન, આ બદમાસને પકડવાનો લાગ છે, પણ હમણા જો પોલીસને એને પકડવાને ખબર આપીશું તો વળી ધાંધલ થશે પરંતુ હવે પકડવો બહુ

રહેલ છે, માટે હાલ તો આપણે નાસી જવામાંજ માલ છે.' આટલું કહી તેણે સરોજને હાથ પકડી ઉઠાડી. શેરીમાં અંધારૂં હતું. સરોજ જાણે નવો જન્મ લેતી હોય તેમ લાગ્યું. આટલો વખત અંધકારમાં પડી રહેલી તે અબળાને ચોકખી હવા મળવાથી તેને કંઇક ચાલવાની શકતી આવી. લ્હેરી તેનો હાથ પકડી ગલીની બહાર આવ્યો; અને તેઓ બંને ગાડીમાં બેસી સ્ટેશન તરફ ગયાં. લહેરીએ સરોજની પીઠ પાછળ તેને ગાડીના આંચકાથી શરીરમાં વાગે નહિ માટે કોટની ઘડી ગોઠવી. અર્ધે રસ્તે ગયા પછી સરોજે મંદ સ્વરે વાત ઉપાડી.

'લ્હેરી, મારે ઘેર બધાં ખુશીમાં છે !' તેણે ઉપરા-ચાપરી પ્રશ્નો પુછયા.

'હું એ વિષે કંઇ જાણતો નથી. મને ફક્ત નાશકમાં સુશીલભાઇ મળ્યા હતા, અને ત્યારપછી અમે બંને તમને લેવા આવ્યા હતા. એ તમને ખબર છે ?' લ્હેરીએ પુછયું.

'ના, મને એટલી ખબર છે કે એક રાત્રે તે મને કંઇક સુંઘાડતો હતો. એટલે મેં જાણ્યું કે એ પાછો કંઇક કાવત્રું કરે છે. એ પાપી ઘડીએ ઘડીએ મને કંઇક સુંઘાડી બેશુદ્ધ બનાવી દેતો એટલે હું કંઈજ જાણી શકતી નહિ.' ત્યાર પછી લ્હેરી નવલને ઘેર કેવી રીતે આવ્યો, અને કેવી રીતે

તેને શીશામાં ઉતાર્યો એ વાત વિગતવાર કહી. આ સાંભળી સરોજને તેને માટે એટલી લાગણી ઉભરાઇ આવી કે તે ફક્ત એટલાજ ઉદ્‌ગારો કાઢી શકી, 'શાબાશ લ્હેરી, ધન્ય છે તને. હું તને અમારી સાથેજ હવેથી રાખીશ.' એટલામાં સ્ટેશન આવ્યું. લ્હેરીએ ઉતરીને બે સેકંડ ક્લાસની ટીકીટો કઢાવી; તેઓ સાડાદશની લોકલટ્રેનમાં બેઠાં.

ગાર્ડની સીટી થતાં ટ્રેન ઉપડી. સરોજનું હૃદય તેના પ્રાણાધિક મદનને મળવા તલસી રહ્યું; તે એટલે સુધી કે ટ્રેનની ધીમી ગતી તેને કંટાળો આપતી હતી.

## પ્રકરણ ૩૦ મું.

## "પાપીના પંજામાંથી છુટેલી સરોજ."



રીને ઘર સોંપી નવલ લૉજમાં ગયો. જમીને ત્યાંથી રસ્તામાંથી થોડુંક ચવાણું લઈ ભટકતો ભટકતો દશ વાગે તે ઘેર આવ્યો. દ્વારને બ્હારથી સાંકળ દીધેલી જોઇ તેના મનમાં વેહેમ પડયો. સાંકળ ઉઘાડી ધડકતી છાતીએ અંદર આવી જોયું તો સરોજનો ખાટલો ખાલી. તે જોઇ તેણે ઉદ્‌ગાર કાઢયા 'પંખી પીંજરામાંથી ઉડી ગયું લાગે છે.' તેની આશાઓ નિરાશામાં પલટાઇ ગયાથી તેને

ઘણો ખેદ થયો, અને તેણે ત્યાંથી પોબારા ગણી જવાની તૈયારી કરી. તેણે લેવા જેવું હતું તે બેગમાં ભરી દીધું અને બ્હાર નીકળી ગયો; કેમકે તે જાણતો હતો કે જોત જોતામાં પોલીસ આવી લાગશે. લહેરીની આ યુક્તિઓ તે કળી ગયો અને લાલચોળ આંખ કરી તેને ખતમ કરી નાખવાનો દ્રઢ નિશ્ચય કર્યો. બ્હારો બ્હાર તે સ્ટેશન તરફ ગયો. પરંતુ સ્ટેશન ઉપર આવ્યો તેજ વખતે ત્રેનની વ્હીસલ વાગી. તે સાંભળી તેણે દાંત કચકચાવ્યા, હવામાં મુઠ્ઠી ઉગામી ખડખડવા લાગ્યો, અને નિરાશ થઇ પાછો ફર્યો.

વ્હાલા વાંચક! હવે આપણે પાપીના પંજામાંથી છુટેલી સરોજની સાથે જઇશું. સૂર્ય માથા ઉપર આવ્યો હતો. અને તેની પ્રચંડ જવાળા પૃથ્વિ ઉપર ફેંકતો હતો. ટ્રેન ગર્જના કરતી ગ્રાન્ટરોડના સ્ટેશનમાં દાખલ થઇ. સરોજનું હૈયું ખુશાલીમાં ધડકતું હતું. એ આનંદમાંજ સરોજને અર્ધો આરામ થઇ ગયો. સ્ટેશન બ્હાર આવી લ્હેરીએ ગાડી ભાડે કરવા માંડી એટલે સરોજે કહ્યું 'આપણે ગાડી નહિ પણ ટેક્ષી કરીશું.' સરોજને તેના પ્રેમીઓને મળવાની ઉત્કંઠા લહેરી જાણી ગયો, અને ટેક્ષીમાં બેસી તેઓ શારદા ભુવન તરફ ટેક્ષી દોડાવી ગયાં.

શારદાભુવન આવતાં બન્ને ઉતરીને કમ્પાઉન્ડમાં દાખલ થયાં. દુરથી પોતાની માયાળુ શેઠાણીને લાંબા વખત

પછી જોવાથી માળી તેમની પાસે સામો દોડી આવ્યો.

'કેમ બા, તમે બહુ સુકાઇ ગયાં છો.' તે હર્ષથી બોલ્યો.

'હા, પણ મોટા શેઠ વગેરે..........' સરોજે આટલા શબ્દો ઉચ્ચાર્યા નહિ એટલામાં માળીના આંખમાં આંસુ જોયાં.

'ભીમા, રડે છે કેમ ? શું છે ?' સરોજના પેટમાં ધ્રાસકો પડયો.

'બા, શું કહું, જીભ ઉપડતી નથી. મોટા શેઠ દેવ લો...'

આટલા શબ્દો સાંભળતાંજ 'ઓ સસરા........જી' બોલી રડી પડી. એક દુઃખની વાદળી પસાર થાય ત્યાં તો બીજી આવી રહી. 'હે પ્રભુ !' આ માઠા સમાચાર સાંભળી સરોજના........ હૃદયને સખત આઘાત થયો. રડતી આંખે તેણે માળીને પૂછયું 'મોટાબા અને બધાં કયાં છે ?'

'તેઓ બધાં સુશીલભાઇને ત્યાં છે, અને મોટા શેઠ પણ ત્યાંજ દેવલોક થયા હતા.'

ત્યારપછી લહેરીની સાથે સરોજ સુશીલના મકાન તરફ ગઇ.

લહેરી સરોજની પાછળ ચાલતો હતો. સરોજ બે દાદરા ચઢી સુશીલના બ્લોકના બારણા આગળ ક્ષણવાર

થોભી સામેજ મદન આરામચેર પર પડી 'ટાઇમ્સ'નાં પાનાં ઉથલાવતો હતો. તેની પીઠ તરફ સરોજ હતી. લહેરીને થોડી-વાર બ્હાર ઉભા રહેવા કહી ધીમે કદમે સરોજ મદનની પાછળ આવી ઉભી રહી. તે હોલમાં આ બે જણા સિવાય બીજું કોઈ પણ ન હતું. ટેબલ ઉપરનું ટાઇમપીસ જાણે લાંબા વખતથી આ વિખુટું પડેલું જોડું પાછું મળતું જોઈ, આનંદમાં આવી ગયું હોય તેમ કટકટ અવાજ કરતું હતું.

"વ્હાલા!"

એકદમ ઝમકીને મદને પાછળ જોયું તો હૃદય મંદીરમાં વસી રહેલી પ્રેમની પ્રતિમા દીનમુખે હર્ષ ટપકાવતી ઉભી રહી હતી. બન્નેમાંથી કોઇ એકે અક્ષર ઉચ્ચારી શકયું નહિ. માત્ર હર્ષના આંસુનાં શ્વેત બીંદુઓ આંખમાંથી પ્રવાહ રેલાવતાં હતાં.

"દેવી!"

સરોજ રડી પડી. વ્યાકુળ થયેલો મદન એકદમ સરોજને આલીંગન દેવા કૂદયો. હૃદયે હૃદય મળ્યાં; અને રડયાં. થોડીવાર સુધી તેઓએ રડીને હૈયાનો ભાર ઓછો કર્યો. સરોજના આંસુ લુંછી મદને તેને વ્હાલથી છાતીએ ચાંપી તેના ગાલ ઉપર ચૂંબન લીધું. 'મારી સરોજ, સરોજ, આખરે પ્રભુએ આપણને મેળવ્યાં ખરાં, પણ આ મિલન બાપુ ન જોઇ શકયા' આટલું કહી ચોધાર આંસુએ તે રડયો.

'મને એ માઠા સમાચાર માળીએ જણાવ્યા છે. નાથ, ના રડો, એનો આત્મા સ્વર્ગમાંથી પણ આપણા વિયોગનો અંત નિહાળતો હશે; હવે રડે શું વળે?' મદનના આંસુ લુંછતાં સરોજે દિલાસો આપ્યો.

ત્યારપછી મદને સરોજની સાથે હિંસકે બેસી તેને પુછયું 'તું કેવી રીતે આવી?'

'પ્રથમ જે તમારી પાસેથી ખુંચવી લેવામાં હતો તેણેજ મને છોડાવી છે.'

મદનને સમજ ન પડી. 'તે કોણ?'

'લહેરી!' સરોજે બ્હાર બેઠેલા લહેરીને હાંક મારી, અને તરતજ હસતો હસતો તે ખુંધો મદનની સામે આવી ઉભો.

'કોણ લ્હેરી! ભલો કે ભૂંડો!' મદન આશ્ચર્ય પામ્યો.

'સાહેબ, જે કહો તે. ભલા સાથે ભલો અને ભૂંઠા સાથે ભુંડો.'

'લ્હેરી, તને શું ઇનામ આપું?' મદને હસતાં હસતાં તેનું પાણી જોવા માંડયું.

'ઇનામની લાલચે મે બ્હેનને નથી છોડવ્યાં; મારે જોઇએ માત્ર તમારી મહેરબાની.'

'અરે ગાંડા! એ શું બોલ્યો? હવે તું અમારી સાથેજ રહેજે, તું બહુ રમુજી છે હાં,' લ્હેરીના બરડા ઉપર હાથ ઠોકતાં મદન બોલ્યો. આ વાત ચાલતી હતી એટલામાં

સુશીલ, પ્રભા, અને કિશોરી બ્હારથી આવ્યાં. સરોજને આમ એકાએક જોવાથી ત્રણે ચકિત થઇ ગયાં.

" સરોજ બ્હેન !"

' ભાઇ, કેમ મજામાં છો ને ?'

કિશોરી તો ભાભીની સોડમાં આવી ઉપરાસાપરી પ્રશ્નો પુછવા લાગી. આમ એકાએક સરોજને જોવાથી બધાંના હર્ષનો પાર ન રહ્યો.

' બા કયાં છે ? તે કેમ દેખાતાં નથી ?' સરોજે આમતેમ જોઇ પૂછ્યું.

' હું બોલાવી લાવું, માળા જપતાં હશે.' કહી કિશોરી દોડતી અંદર ગઇ.

' બા, ભાભી આવ્યાં.'

' કયાં છે ?' શારદા હાથમાં માળા ફેરવતી હતી તેનો મણકો રહી ગયો.

' દીવાનખાનામાં.'

' બન્ને ત્યાં દોડી આવ્યાં. સરોજ શારદાને પગે પડી, સાસુ વહુ ભેટયાં અને દરેકના મુખ ઉપર આનંદ છવાઇ રહયો. સુશીલ અંદર ગયો અને થોડીવારમાં ત્યાં આગળ આવી લ્હેરીની આંગળીએ એક હીરાની વીંટી સેરવી દીધી.

' મહેરબાન આ શું ?'

'મારાં બ્હેનને છોડાવવાની શરતે આપેલું વચન.'

'નહિ ભાઇ, મારે એ ન જોઇએ.'

બધાએ આગ્રહ કરવાથી લ્હેરીએ વીંટી સ્વીકારી.

'વહુ બેટા, આ બધી વાતો કરવામાં એક નવી વધાઇ તને સંભળાવવાની રહી ગઇ. સુશીલકાન્ત આપણા જમાઇ ઠર્યા છે. છેલ્લી ઘડીએ તારા સસરાએ આ વિચાર કર્યો છે.' વચમાં શારદા બોલી.

'ચાલો, દુધમાં સાકર ભળી, કેમ સુશીલભાઈ!' સરોજે સ્મીત કરી કહ્યું.

સુશીલે નીચું જોયું. કિશોરી સરોજની કુંખમાં લાડથી ચીમટી દઇ ધીમેથી બોલી, 'ભાભી આમ મશ્કેરી શું કરો છો!'

——:o:——

## પ્રકરણ ૩૧ મું.

---

## "કર્મનું ફળ, પત્રનો ભેદ, અને છેલ્લી સલામ."



નિર્જન દેખાતું સારદા ભૂવન ફરી પાછું તેની પહેલાંની સ્થિતિમાં આવ્યું. તેમાં સમારકામ કરી વધારે સુશોભીત કરવામાં આવ્યું. હવે મદન તેના કુટુંબ સાથે આ ભૂવનમાં રહેવા આવ્યો હતો, અને શારદા ભૂધન ફરી પાછું પહેલાંની માફક કિલકિલાટથી ગાજી રહ્યું.

કિશોરીના લગ્નની તિથી પોષ સુદ પાંચમની નક્કિ થઇ હતી, એટલે મદને મકાનને શણુગારવા માંડયું અને પિતાના ધંધા રોજગારમાં ખંત રાખી વેપાર વધારવાથી તેનો ધંધો વધવા લાગ્યો, અને સારી કમાણી થવા લાગી.

તેજસ્વી શશીની રૂપેરી ચંદનીમાં એક રાત્રે મદન સરોજ અને કિશોરી અગાશીમાં વાર્તાલાપ કરતાં હતાં. સરોજની તબીયત ઘણી સુધરી ગઇ હતી. શ્વેત સાડીમાં તેનું લાવણ્ય ખીલી રહ્યું, પ્રભા માયાળુ ભાભીના ખોળામાં માથું મુકી આકાશમાં દોડતા ચંદ્રને એકી ટસે નિહાળી રહી હતી.

'સરોજ, પરમાત્મા એક ઘડી એવી સુખની આપે છે કે જેથી મનુષ્ય માત્ર તેનાં પાછલાં દુઃખો ભુલી જાય છે' મદન પાછલાં દુઃખોનુ સ્મરણુ કરતો બોલ્યો. 'ખરૂં છે; એ સુખની ઘડીમાંજ માનવ પ્રભુને ભુલી જાય છે તેથીજ તેની પડતી આવી લાગે છે, માટે તે વિશ્વપાળકને તો સુખમાં પણુ ભુલવો ન જોઈએ.

'આપણું કુટુંબ કેવા દુઃખના સપાટાઓમાંથી પસાર થયું છે, અને અંતે પરમાત્માએ આ દિવસોમાં લાવી મૂક્યાં;'

આ વાતાલાપ ચાલતો હતો એવામાં લહેરી આવ્યો.

'લહેરી તું પરણ્યો છે કે નહિ,' મદને હસીને પુછ્યું

'હા જી, મારી સ્ત્રી દેશમાં છે. સાહેબ, બહુ હોંશીયાર છે હોં. અને ઉંચાઇમાં પણ મારાથી બે વેંત ઉંચી છે.' લ્હેરીએ તેની રમુજી ભાષામાં બધાંને હસાવ્યાં.

'આપણી કિશોરી બ્હેનના લગ્ન પ્રસંગે તેને પણ બોલાવજે.'

'વારૂ, પણ ભાઇ કિશોરી બ્હેનનાં લગ્ન કયે દિવસે છે?

'પોષ શુદ પાંચમ.'

'ઓહોહો! ત્યારે તો થોડા દિવસોજ બાકી છે.' એમ કહી તે કુદવા લાગ્યો. આ જોઇ સર્વે ખડખડ હસવા લાગ્યાં.

એજ વખતે મકાનના પાછળના કુવા તરફથી ધડાકો થયો.

'એ શાનો અવાજ થયો હશે!' મદને તે દિશા તરફ કાન માંડયા. પછી તરતજ એક બૂમ સંભળાઇ, અને લ્હેરી તે તરફ દોડયો. ભૈયો તથા માળી પણ આ અવાજ સંભળાયાથી કુવા તરફ ફાનસ લઈ દોડયા. કુવાની અંદર ફાનસ ધર્યું તો કાળા વસ્ત્રથી મુખ ઢાંકેલો એક મનુષ્ય ડુબકાં ખાતો હતો. માળી દોડીને દોરડું લઇ આવ્યો, અને અંદર નાખ્યું, પરંતુ તેણે તેનો આસરો ન લેવાથી ભૈયો કપડાં કાઢી અંદર પડયો.

મદનની અજાયબી વધી. અને તેને ઓળખવાને તલપાપડ થઇ રહયો. મહામહેનતે ભૈયાએ તને એક હાથમાં

પકડી ધીમે ધીમે ઉપર લાવ્યો. લ્હેરીએ તેના મોઢા સામે પ્રકાશ ફેંકયો અને ચ્હેરો જોવા ઉપરનું વસ્ત્ર દુર કરયું.

'ઓ.... કોણ નવલ!' લ્હેરીએ ગભરાઇને ચીસ પાડી.

'સબૂર,' કહી મદને તેને ઉંધો રાખી પેટમાંથી પાણી કાઢી નાંખ્યું ત્યારે તે થોડીવારે સાવચેત થયો અને લહેરીને જોતાંજ તેની આંખો લાલ અંગારા જેવી થઈ ગઇ.

'ઓ દુષ્ટ પાપી નીમકહરામ,' કહી તેણે છરો કાઢી લહેરી ઉપર ઉગામ્યો.

'મદનભાઇ, મને બચાવો. એ મને મારી નાખશે.' તે બ્હીકથી ધ્રુજવા લાગ્યો. છરો તેના તરફ નમે તે પહેલાં ભૈયાએ તેનું કાંડુ મજબુત પકડયું. પણ નવલ એવો નબળો ન હતો કે એક ભૈયાથી હારી જાય. એક સખત આચકાથી કાંડુ છોડાવી લહેરીની સાંમે ધસ્યો. આજ વેળાએ સુશીલ શારદા ભુવનમાં દાખલ થતો હતો તેણે આ જોયું, અને દોડી આવી નવલ ઉપર તુટી પડયો. આ જોઇ ભૈયાએ તેને જોરમાં લાત મારી આથી તે ઢળી પડયો. પણ દૈવયોગે તેનું માથું તિક્ષ્ણ ધારવાળા એક મોટા પથ્થર ઉપર પડયું. માથામાં ઉંડો ઘા પડયો. તેમાંથી લોહી વહેવા માંડયું. આ વેદનાથી તે બૂમમારી ઉઠવા જતો હતો પરંતુ ભૈયો તેની છાતી ઉપર ચઢી બેઠો હતો, એટલે તેનાથી ઉઠી શકાયું નહિ. તરતજ સુશીલે પોલીસને ખબર કરી. કોસ્ટેબલ અને

પોલીસના માણુસો બેડી સહીત આવ્યા. તે વખતે નવલની આંખમાંથી ચોધાર આંસુ ખરતાં હતાં, 'ખાડો ખોદતાં હું જ પડયો' ઘા ઉપર હાથ ફેરવતાં બોલ્યો.

'મદન, મરતાં મરતાં હું તને કહું છું કે ફરીથી દોસ્તો કરે તો મારા જેવા ના કરતો. હું તમારી બન્નેની ક્ષમા માગું છું. અરેરે! મારે માટે નર્કનો દરવાજો હવે ઉઘડતો હશે. આખી જીંદગી મેં આવાં કાવત્રાંઓમાં કાઢી છે.'

પછી તે લ્હેરી તરફ જોઇને બોલ્યો. 'બચ્ચા, તને વ્હેલો સારો રસ્તો સૂઝયો તો તું અત્યારે સુખી છે. પેલો કાગળ હવે તો મને બતાવ. હવે તે કાગળ તને ઉપયોગી નહિ થઇ પડે. હું તો જરૂર થોડા દિવસમાં મરીશ.' લ્હેરીએ તેના કોટના અંદરના એક ગુપ્ત ખીસામાંથી ચીંથરે બાંધેલી એક નાની કાગળની બીંડી કાઢી; અને મદનને આપતાં તે બોલ્યો, 'આ પાપીએ કેવાં કેવાં કર્મો કર્યાં હતાં તેનો આ એક વધુ પુરાવો. ખુદ પોતાની બ્હેનનું ખુન કર્યું છે.'

આ સાંભળી બધાંને કમકમાટી ઉપજી. મદને પત્ર વાંચવા માંડયો.

"નવલ,

તું મારો ભાઇ નથી, પણ લોહી પીનારો રાક્ષસ છે હું તેં બનાવેલા પુરુષને ન પરણી તેમાં તેં ગુસ્સે થઈ,

મને ઝેર આપ્યું. તું મને મારો 'કન્યા વિક્રય' કરવા માંગતો હતો. મારા કરતાં તેં પૈસાની કિંમત વધારે ગણી. તેં ઝેર બહુ કાતિલ આપ્યું. મને આ પત્ર લખતાં ચક્કર આવે છે. મારા લોહીનું પાણી થઈ જાય છે. પરમાત્માને આનો બ...દલો.... આ........" આટલું લખ્યા પછી તરતજ તે બાળાનું મૃત્યુ થયું હોવું જોઇએ કેમકે છેલ્લા શબ્દો પૂરેપુરા લખાયા ન હતા.

જ્યારે આ પત્ર મદન વાંચતો હતો ત્યારે નવલને ગયા બનાવો સાંભરી આવવાથી આ 'ઝેરી–જમાના'માં કરેલાં પાપો માટે ખુબ પસ્તાવો થવા લાગ્યો. અને રોતાં રોતાં બોલ્યો. 'મેંજ મારી બ્હેનનું પૈસાને ખાતર ખુન કર્યું હતું. ઓ મદન અને પવિત્ર સરોજ તમે કેવાં પવિત્ર છો? મેં તમને દુઃખી કરવામાં કંઇ બાકી રાખી નથી. તમારી પાસેથી લુંટેલા પૈસામાંથી હજી મારી પાસે આઠેક હજારનો માલ છે. જે મારા એક સોબતી પાસેથી મળી શકશે. આ પછી નવલે તે માણસનું ઠેકાણું પોલીસને આપ્યું. તે તમને પાછું સોપું છું. પણ મદન, સરોજ બ્હેન, તમે એક વખત ક્રૂર નવલને ભાઇ કહી માફી આપો.' તે ઘસડાતો ઘસડાતો સરોજ કે જે ત્યાં આવી હતી, તેના પગ આગળ ગયો.

'નવલ ભાઈ, બહુ થયું. પશ્ચાતાપ બહુ મોડો કર્યો

નહિ તો તારો આ દિવસ ન આવત. પ્રભુ તને તારાં પાપોની માફી આપે.' દયાળુ દીલના મદન અને સરોજે તેના માથા ઉપર હાથ ફેરવ્યો.

'મદન, નહિં એમ નહિ. મને તમારા પવિત્ર પગો ચુમવા દો, હું હવે તમારાથી છુટો પડું તે પહેલાં મને જણાવવા દો કે અત્યારે હું શા ઇરાદાથી આવ્યો હતો. અમદાવાદથી નીકળી બ્હારો બ્હાર હું અહિં આવ્યો અને આ મકાનમાં કોણ કોણ છે એ જોવા આ ઝાડ ઉપર ચઢવા કુવાની પાળ ઉપર પગ મૂકયો, પરંતુ પાળ ઉપરથી પગ સરકતાં હું પાણીમાં પડયો, અને હું ડુબવાની અણી ઉપર આવવાથી મારાથી બૂમ મરાઇ ગઇ, અને મને મારાં પાપકર્મોનું યોગ્યજ ફળ મળ્યું છે. હું અહિં લ્હેરીનો જીવ લેવા, અને સરોજબ્હેનનું પાછું હરણ કરવા આવ્યો હતો. ધીકકાર છે મારી નીચ વાસનાને, ઓ દયાની દેવી! મને ક્ષમા આપો.' તેનુ કલ્પાંત જોઈ મદન અને સરોજના હૈયાં પીગળી ગયાં. છેવટે પોલીસોએ નવલના હાથમાં બેડી પહેરાવી કમ્પાઉન્ડની બહાર લઇ જવા માડયું. જતાં જતાં ભીની આંખે નવલ પાછું ફરી બોલ્યો 'ભોળા સજજનો, છેલ્લી સલામ.'



## પ્રકરણ ૩૨ મું.

## "લગ્નોત્સવ."



પોષ શુદ પાંચમનું ઝળકતું પ્રભાત ઉગ્યું. રવીદેવે તેનાં સૂવર્ણ કીરણો શારદા ભુવનની અટારિઓમાં છોડયાં. મકાનના આગલા દરવાજા ઉપર બેન્ડનો સુંદર સરોદો સંભળાયા. શારદા ભૂવનમાં માણસો ઉભરાવા લાગ્યાં. કમ્પાઉન્ડ આગળ મોટરો તથા ગાડીઓ હારદોર ઉભી હતી. આ બધી ગરબડ કિશોરીના લગ્નની હતી. આજે સમી સાંજે સુશીલની જીવનસખી થવાને લગ્નગાંઠથી જોડાવાની હતી. આજે કિશોરીના હૃદયમાં આનંદ ઉલટયો હતો. તેના મુખ ઉપર ઘડીઘડી હાસ્ય ફરકતું હતું.

બાગમાં બધા ફુવારાઓમાંથી જળધારા વરસતી હતી. નાની નાની પુષ્પોમાંથી વેલીઓ પણ જાણે આવનારા મ્હેમાનોને આવકાર આપતી હોય તેમ ઘડી ઘડીએ વાંકી વળી ઝુલતી હતી. આજે શારદા ભુવનના ખુણે ખુણામાં આનંદ હતો.

પેલા ખુંધા લ્હેરીનો આજે કંઇ ઑર રૂવાબ હતો. આસમાની રંગનો સાફો બાંધી, સીલ્કનો કોટ પહેરી આમ-

તેમ મેદનીમાં જાણે શૂરા યોદ્ધાની માફક ઘુમતો હતો. અને પરોણાઓને માટે વ્યવસ્થા રાખતો, ઘડીક નોકરોને તેમની બેપ્રીકરાઈ માટે ધમકાવતો હતો, અને કવચિત તેની સ્ત્રી પાસે જઈ કંઇ કંઇ ચેષ્ટાઓ કરતો.

આખા દિવસની ધમાલ પછી સમીસાંજે પુષ્કળ ગાડીઓ મુખ્ય દરવાજા આગળ દેખાવા લાગી. થોડી વારમાંજ સુશીલ તેના સગાંવ્હાલાં, તથા પરોણાઓની સાથે બેન્ડની ટુકડીઓ સહિત શારદા ભુવનના શુશોભીત માંડવા આગળ આવી પહોંચ્યો. કિશોરીને મદન અને સરોજ પરણાવવાનાં હતાં. સરોજને જોતાં સુશીલ શરમાઇ ગયો.

એક ચાંદીના પતરાંથી મઢેલા બાજઠ ઉપર સુશીલને બેસાડવામાં આવ્યો.

'સુશીલભાઇ, અત્યારે તો હું તમારી સાસુજી તરીકે છું, સમજ્યા!' સરોજે મજાક કરી.

સુશીલે આછું સ્મીત કર્યું.

સુશીલ અને કિશોરીનો હસ્ત મેળાપ થયો, એજ ક્ષણે મદન, સરોજ, સુશીલ અને કિશોરી એ ચારે જણાની આંખમાંથી દ્વારકાદાસ શેઠનું સ્મરણ થવાથી, આંસુ ખરી પડયાં.

મંગળ ફેરા ફરી રહ્યા એટલે કન્યાદાન તથા ચાંલ્લાઓ

થવા લાગ્યા. ભીડમાંથી લ્હેરી વહેલો વહેલો કિશોરી પાસે આવ્યો, ખીસામાંથી સુશીલે આપેલી વીંટી તેણે કિશોરીના હાથમાં પહેરાવી દીધી, અને બોલ્યો, 'સુશીલભાઈ એ વીંટી મને ન શોભે' તેના આ વર્તનથી સુશીલ તથા કિશોરી મુખમાં હસ્યાં.

છેવટે કિશોરી સુશીલની સંસારની સાથી થઇ. કિશોરીને સાસરે વળવાની તૈયારી થતાં, જે શિખામણો સરોજને તેની માતાએ દીધી હતી તે શિખામણો સરોજે નણંદને પણ આપી, અતી પ્રેમથી હૈયે ચાંપી આશીર્વાદ દીધો. સુશીલ અને કિશોરીએ, શારદા, સરોજ તથા મદને એ ત્રણે જણાને પ્રણામ કર્યા, અને આ પ્રેમી જોડું ડંકાનાદ સાથે ગૃહ તરફ વળ્યું.

મદન, તેની પત્નિ સાથે તે અદ્રશ્ય થતાં જોડાંને પ્રેમભીની આંખે જોઇ રહયો.

## પ્રકરણ ૩૩ મું.

## "છેવટ."




શોરીનાં લગ્ન થયાંને બે વર્ષ થઈ ગયાં. આ અરસામાં જ્યોતિ મેન્શનની માલીક સરોજ એક પૂત્રની માતા થઇ. બાળકનું નામ અશ્વિનીકુમાર હતું. આબેહુબ સરો-

જના ચ્હેરાને મળતું તે બાળક પ્રત્યેકના મન હરી લેતું હતું. એ ખુશાલીમાં, ચાંદનિમાં મદને કુટુંબનો એક નાનો મેળાવડો કર્યો; તેમાં સુશીલ, તેની માતા, તથા પ્રભા, અને કિશોરીને આમંત્રણ આપ્યાં હતાં.

મેળાવડામાં સુશીલના અતિ આગ્રહથી સરોજે હાર્મોનિયમ વગાડી પ્રભુ સ્તુતિ ગાઇ. આ વેળા નાનો અશ્વિનિકુમાર દરેકના હાથમાં રમકડું થઈ પડયો હતો. લ્હેરીએ તેને તેની ખુંધ ઉપર બેસાડી ચંદ્ર તરફ આંગળી કરી, ચાંદા તેની રમુજી ભાષા બોલી સર્વેને પેટ પકડી હસાવતો હતો. ત્યારબાદ લ્હેરીએ દરેક પ્રકારની નકલો કરી એક નાનું ભજન ગાયું જે સઘળાંએ તાળીના અવાજોથી વધાવી લીધું. આ પ્રમાણે આ મેળાવડો અતિ આનંદમાં મચી રહયો હતો. એજ વખતે તે અગાસીના દ્વાર આગળ શ્વેત વસ્ત્ર પહેરેલી એક યુવતીએ 'જય સચ્ચિદાનંદ''નો રણકાર કર્યો. અજાયબીથી બધાએ તે તરફ દ્રષ્ટિ ફેંકતાં મદન તથા સરોજ બોલી ઉઠયાં 'કોણ! નંદા બ્હેન!' આવી આનંદની ઘડીએ તેના આગમનથી, તેમનાં મનમાં વધારે આનંદ થયો. નંદાનું આ પરિવર્તન જોઇ, તેની ઇશ્વર ભક્તિની તેઓ પ્રશંસા કરવા લાગ્યાં. મેળાવડો વિસર્જન થાય તે પહેલાં સુશીલે એક નવીન વાત કહી. 'મદન, આજે પેપરમાંથી તેં ખબર જાણી હશે કે નવલને

જન્મ દેશનિકાલ કર્યો છે. અને તેણે આપવા કહેલો માલ આપણને સરકાર પાસેથી મળશે. સરકારે નવલના સાથીને પરહેજ કર્યો છે, અને તેની પાસેથી બધો માલ મળ્યો છે.' આ વાત જાણી નવલની દુઃખી દશા ઉપર દયા લાવતાં આ મંડળી મોડી રાત્રે વીખેરાઇ.

ચંદ્ર સંપૂર્ણ તેજ ફેંકી રહયો હતો. મદન અને સરોજ સિવાય અગાસીમાં કોઈ ન હતું. ફક્ત તેમનું નાનું બાળક સરોજના ખોળામાં ચંદ્ર તરફ હસી રહ્યું હતું. બંનેની નજર ચંદ્રની સામે હાથ હલાવતાં, મુખ મલકાવતાં બાળક ઉપર ચોંટી, તે જોઇ બંનેની નજર એક થઇ. પતિ પત્નિ શરમાયાં. ચંદ્ર એક આછી વાદળીમાં સંતાયો તેજ વખતે મદને સરોજના ગુલાબી ગાલ ઉપર ચૂંબન લીધું, અને તે દંપતી ખડખડાટ હસી પડયું. અસ્તુ!



